I. S. S. U. GRADED SERIES

# A COURSE

FOR USE IN

## VILLAGE SUNDAY SCHOOLS AND PRIMARY DEPARTMENTS

YEAR TWO IN THREE YEARS' CYCLE

# TEACHERS' TEXT BOOK

By Rev. A. A. Parker

# શિક્ષકોને માટે

બીજા વર્ષનો અભ્યાસક્રમ

આ પુસ્તક મૂળ શિક્ષકોને માટે તૈયાર કરવામાં

આવ્યું છે

રેવ. જે. સી. [illegible]

ભાષાંતર : [illegible]

JUBBULPORE, C. P.
INDIA SUNDAY SCHOOL UNION

હિંદુસ્તાનની સંયુક્ત સાબ્બાથશાળાઓ.

ક્રમવાર ગોઠવેલા પાઠો.

ગ્રામ્યશાળાઓ તથા પ્રાથમિક વિભાગને

માટે

# અભ્યાસક્રમ.

બીજા વર્ષનો અભ્યાસક્રમ.

આ પુસ્તક ખાસ શિક્ષકોને માટે તૈયાર કરવામાં આવ્યું છે.

એ. એ. પારકરકૃત.

ભાષાંતરકર્તા: રેવ. દિપસિંહ શામભાઈ.

૧,૦૦૦ પ્રત] [કિંમત ૮ આના

ગામડાંની સાબ્બાથશાળા અને બાળવર્ગને માટે

# શિક્ષણપદ્ધતિ.

## આ શિક્ષણનો હેતુ અને તેની અનુક્રમણિકા.

હેતુ—

(૧) દેવ બાપની અને આપણા તારનાર ઇસુની પ્રીતિ; કુદરત અને કુદરતને લગતી સઘળી વસ્તુઓ, જેની સાથે આપણો વ્યવહાર ચાલે છે, તે ઉપર પરમેશ્વરની સત્તા; તેમજ પરમેશ્વરની પવિત્રાઇ અને તેની હમેશની હાજરી; એ સંબંધીનું જ્ઞાન છોકરાંના મનમાં ઉત્પન્ન કરવાનો.

(૨) દુઃખનું કારણ તે પાપ છે;
પાપથી આપણો બચાવ કરનાર ઇસુ છે
તે છોકરાંઓને દર્શાવવાનો.

બાળકોનાં અંતઃકરણમાં ઇશ્વર ઉપરનો ખરો વિશ્વાસ ઉત્પન્ન થાય, અને એથી કરીને બાળકો સારાં કામ કરનારાં થઇને આજ્ઞાંકિત, માયાળુ અને પ્રાર્થના કરનાર થાય, એવા હેતુથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

## બીજા વર્ષનો અભ્યાસક્રમ.

અનુક્રમણિકા—

**ભાગ ૧લો. પરમેશ્વરની સેવા કરનાર બાળકો.**

૧. ઇસુ મંદિરમાં. લુક ૨; ૪૦-૫૨.

સોનેરી વાકય—"જેઓ ખંતથી મને શોધે છે તેઓને હું જડીશ." દ્દષ્ટાં. ૮; ૧૭.

૨. બાળ યાજક શમૂએલ. ૧ શમૂ. ૨ ; ૧૮, ૧૯-૨૬ : ૩ ; ૧-૨૧.

સોનેરી વાક્ય—"બોલ યહોવાહ, કેમકે તારો સેવક સાંભળે છે." ૧ શમૂ. ૩ ; ૯.

૩. પ્રભુની ઇચ્છા પ્રમાણે કરવાને ચાર છોકરા તૈયાર થયા (કેફનિષેધક પાઠ). દાની. ૧ ; ૧-૨૧.

સોનેરી વાક્ય—"તમે ખાઓ, કે પીઓ, કે જે કંઈ કરો તો દેવના મહિમાને અર્થે સર્વ કરો." ૧ કરીં. ૧૦ ; ૩૧.

૪. ઈસુને એક નાનો છોકરો મદદ કરે છે. યોહા. ૬ ; ૧-૧૩.

સોનેરી વાક્ય—"બાળક પણ પોતાના આચરણથી જણાય છે. કે તેનું કામ શુદ્ધ ને સારૂં છે કે નહિ." દૃષ્ટાં. ૨૦ ; ૧૧.

## ભાગ ૨જો. પવિત્ર દિવસ, પવિત્ર ઘર ને પવિત્ર પુસ્તક.

૫. સાબ્બાથ દિવસ પાળવા વિષે. ઉત્પ. ૨ ; ૨, ૩. નિર્ગ. ૧૬ ; ૧૧-૩૦. નિર્ગ. ૨૦ ; ૮ : ૩૧ ; ૧૨-૧૭.

સોનેરી વાક્ય—"સાબ્બાથ દિનને પવિત્ર પાળવાને તું તેનું સ્મરણ રાખ." નિર્ગ. ૨૦ ; ૮.

૬. પરમેશ્વરનું ઘર કેવી રીતે બંધાયું ? ૧ કાળ. ૨૯ ; ૧-૧૯. ૨ કાળ. ૨ ; ૧-૭, ૧૩.

સોનેરી વાક્ય—"પ્રત્યેક પુરૂષ પોતાની શક્તિ મુજબ...આપે." પુન. ૧૬ ; ૧૭.

૭. રાજા અને પ્રજા પ્રભુના ઘરને સમારે છે. ૨ કાળ. ૨૪ ; ૧-૧૪.

સોનેરી વાક્ય—"મારૂં ઘર પ્રાર્થનાનું ઘર કહેવાશે." માત્થી ૨૧ ; ૧૩.

૮. મુસાની મારફતે અપાયલા દેવના નિયમ. નિર્ગ. ૧૯ ; ૧૦-૧૫ : ૨૦ ; ૧-૨૧.

સોનેરી વાક્ય—" યહોવાહે જે બધું કહ્યું છે, તે અમે કરીશું અને પાળીશું." નિર્ગ. ૨૪; ૭.

૯. ખોવાયલું પુસ્તક જડયું. ૨ રાજા. ૧૨; ૧–૨૦: ૨૩; ૧–૩.

સોનેરી વાક્ય—" મારા પગોને સારૂ તારૂં વચન દીવારૂપ છે, તે મારા માર્ગને સારૂ અજવાળારૂપ છે." ગીત. ૧૧૯; ૧૦૫.

૧૦. પુનરાવર્તન.

## ભાગ ૩જો. પરમેશ્વરની આજ્ઞા ભંગ કરવા વિષે.

૧૧. પ્રથમ પાપ. ઉત્પ. ૩; ૧–૨૪.

સોનેરી વાક્ય—" જો, યજ્ઞ કરતાં આજ્ઞાપાલન સારૂં છે." ૧ શમૂ. ૧૫; ૨૨.

૧૨. સોનાનો વાછરડો. નિર્ગ. ૩૧; ૧૮: ૩૨; ૧–૩૫.

સોનેરી વાક્ય—" તું પોતાને સારૂ કોઇ કોરેલી મૂર્તિ ન કર." નિર્ગ. ૨૦; ૪.

૧૩. સોનાની-લગડી. યહો. ૭; ૧–૨૬.

સોનેરી વાક્ય—" તું તારા પડોશીના ઘર પર લોભ ન રાખ. નિર્ગ. ૨૦; ૧૭.

૧૪. જુઠું બોલવું તે પણ એક પાપ છે. પ્રે. કૃ. ૫; ૧–૧૧.

સોનેરી વાક્ય—" જુઠા હોઠ…મુગા થાઓ." ગીત. ૩૧; ૧૮.

## ભાગ ૪થો. ઇસુનું બાળપણ.

૧૫. દૂતોનું ગીત અને ભરવાડોની મુલાકાત. લુક ૨; ૧-૨૦.

સોનેરી વાક્ય—" આજ દાઉદના શહેરમાં તમારે સારૂ એક તારનાર, એટલે ખ્રીસ્ત પ્રભુ, જનમ્યો છે." લુક ૨; ૧૧.

૧૬. બાળક ઇસુ મંદિરમાં. લુક ૨; ૨૧–૩૮.

સોનેરી વાક્ય—" તું તેનું નામ ઇસુ પાડશે; કેમકે જે પોતાના લોકને તેઓનાં પાપથી તારશે, તે એજ છે." માત્થી ૧; ૨૧.

૧૭. છોકરો ઇસુ યરૂશાલેમ જાય છે. લુક ૨; ૪૧–૫૨.

સોનેરી વાક્ય—"ઇસુ જ્ઞાનમાં તથા કદમાં, ને દેવની તથા માણુસની પ્રસન્નતામાં વધતો ગયો." લુક ૨; ૫૨.

## ભાગ ૫મો. ઇસુની પ્રીતિ અને શક્તિ.

૧૮. માછલાંથી ભરેલી જાળ. લુક ૫; ૧-૧૧.

સોનેરી વાક્ય—"દેવ તમારી સર્વ ગરજ....પુરી પાડશે." ફિલિ. ૪; ૧૯.

૧૯. ઇસુ તોફાન શાંત કરે છે. માર્ક ૪; ૩૫-૪૧.

સોનેરી વાક્ય—"પવન તથા સમુદ્ર પણ તેનું માને છે." માર્ક ૪; ૪૧.

૨૦. ઇસુ પાણી પર ચાલે છે. માત્થી ૧૪; ૨૨-૩૩.

સોનેરી વાક્ય—"તેઓએ તેને પગે લાગીને કહ્યું કે, ખરેખર તું દેવનો દીકરો છે." માત્થી ૧૪; ૩૩.

૨૧. એક નાની છોડીને ઇસુ સજીવન કરે છે. લુક ૮; ૪૧-૫૬.

સોનેરી વાક્ય—"તેનામાં જીવન હતું." યોહા. ૧; ૪.

૨૨. ઇસુ આંધળા ભીખારીને દેખતો કરે છે. લુક ૧૮; ૩૫-૪૩.

સોનેરી વાક્ય—"યહોવાહ આંધળાને દેખતા કરે છે." ગીત. ૧૪૬; ૮.

૨૩. પાઠ ૧૫–૨૨ સુધીનું પુનરાવર્તન.

## ભાગ ૬ઠ્ઠો. ઇસુનો ઉપકાર માનવો અને તેની સ્તુતિ કરવી.

૨૪. દશ કોઢીઆ શુદ્ધ કરાયા. લુક ૧૭; ૧૧-૧૯.

સોનેરી વાક્ય—"યહોવાહની ઉપકારસ્તુતિ કરવી તે સારૂં છે." ગીત. ૯૨; ૧.

૨૫. ઠાઠમાઠ સ્વારી. માત્થી ૨૧; ૧-૧૬.

સોનેરી વાકય—"પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે." માત્થી ૨૧; ૯.

૨૬. એક લંગડાને ચાલતો કીધો. પ્રે. કૃ. ૩; ૧-૧૧.

સોનેરી વાકય—"સર્વ લોકે તેને ચાલતો તથા દેવની સ્તુતિ કરતો દીઠો." પ્રે. કૃ. ૩; ૯.

૨૭. બે આનંદી કેદી. પ્રે. કૃ. ૧૬; ૧૯-૪૦.

સોનેરી વાકય—"મધ્યરાતને સુમારે પાઉલ તથા સીલાસ પ્રાર્થના કરતાં તથા દેવનાં સ્તોત્ર ગાતા હતા." પ્રે. કૃ. ૧૬; ૨૫.

## ભાગ ૭મો. સારૂં કરવાથી દેવ સંતોષ પામે છે.

૨૮. યુસફ પોતાના બાપની આજ્ઞા પાળે છે. ઉત્પ. ૩૭; ૧-૧૭.

સોનેરી વાકય—"છોકરાં, પ્રભુમાં તમારાં માબાપને માનો, કેમકે એ યથાન્યાય છે." એફે. ૬; ૧.

૨૯. યુસફ અને તેના નિર્દય ભાઇઓ. ઉત્પ. ૩૭; ૩-૩૬.

સોનેરી વાકય—"આપણે એક બીજા પર પ્રીતિ રાખીએ. ૧ યોહા. ૪; ૭.

૩૦. યુસફ ચાકર અને કેદી બને છે. ઉત્પ. ૩૭; ૩૬ : ૩૯; ૧–૨૩.

સોનેરી વાકય—"યહોવાહ તેની સાથે હતો, ને તેણે જે કંઇ કામ કર્યું તેમાં યહોવાહે તેને ફતેહ પમાડી." ઉત્પ. ૩૯; ૨૩.

૩૧. ભાઇઓ સાથે યુસફની દયાળુ વર્તણુક. ઉત્પ. ૪૨ : ૪૩ : ૪૪ : ૪૫; ૧-૨૪.

સોનેરી વાકય—"પણ તમે એક બીજા ઉપર ઉપકારી, કરૂણારૂપ થાઓ,......ને તમે એક બીજાને માફ કરો." એફે. ૪; ૩૨.

૩૨. યુસફની બાપપરની પ્રીતિ. ઉત્પ. ૪૫; ૧૬–૨૮ : ૪૬; ૧–૭ : ૪૭; ૧–૧૨.

સોનેરી વાક્ય—"તારા બાપનું તથા તારી માનું તું સન્માન રાખ, કે તારો દેવ યહોવાહ જે દેશ તને આપે છે તેમાં તારૂં આયુષ્ય દીર્ઘ થાય." નિર્ગ. ૨૦ ; ૧૨.

૩૩. યુસફની આખી વાર્તા.

સોનેરી વાક્ય—"યહોવાહ તેની સાથે હતો, ને તેણે જે કંઇ કામ કર્યું તેમાં યહોવાહે તેને ફતેહ પમાડી." ઉત્પ. ૩૯ ; ૨૩.

૩૪. નાનો ઘેટાંપાળક. ૧ શમૂ. ૧૬ ; ૧૧, ૧૨, ૧૪–૨૩ : ૧૭ ; ૧૨–૧૫, ૩૪–૩૭.

સોનેરી વાક્ય—"યહોવાહથી બીનારાંની આસપાસ તેનો દૂત છાવણી કરે છે તથા તેમને છોડાવે છે." ગીત. ૩૪ ; ૭.

૩૫. ભવિષ્યવાદીની મુલાકાત. ૧ શમૂ. ૧૬ ; ૧–૨૩.

સોનેરી વાક્ય—"માણુસ બહારના દેખાવ તરફ જુએ છે, પણ યહોવાહ હૃદય તરફ જુએ છે." ૧ શમૂ. ૧૬ ; ૭.

૩૬. જુવાન ઘેટાંપાળક રાક્ષસ સરખા મહાવીરને મારે છે. ૧ શમૂ. ૧૭ ; ૧–૫૮.

સોનેરી વાક્ય—હું કંઇ પણ ભુંડાથી બીહીશ નહિ, કેમકે તું મારી સાથે છે." ગીત. ૨૩ ; ૪.

૩૭. દયાળુ રાજકુંવર યોનાથાન. ૧ શમૂ. ૧૮ ; ૧–૪ : ૧૯ ; ૧–૭ : ૨૦ ; ૧–૪૨.

સોનેરી વાક્ય—"મિત્ર સર્વ સમયે પ્રીતિ રાખે છે." દૃષ્ટાં. ૧૭ ; ૧૭.

૩૮. દાઉદ રાજા અને લંગડો રાજપુત્ર. ૨ શમૂ. ૪ ; ૪ : ૯ ; ૧-૧૩.

સોનેરી વાક્ય—"પ્રીતિ સહનશીળ તથા પરોપકારી છે." ૧ કરીં. ૧૩ ; ૪.

૩૯. દાઉદની આખી વાર્તા.

સોનેરી વાક્ય—"ન્યાયી માણુસનાં પગલાં યહોવાહથી ગોઠવાય છે." ગીત. ૩૭ ; ૨૩.

૪૦. એક દયાળુ મિત્ર યિર્મેયાહની સહાય કરે છે. યિર્મે. ૩૭; ૧૫-૨૧ : ૩૮; ૪-૧૩ : ૩૯; ૧૫-૧૮.

સોનેરી વાક્ય—"કેમકે દેવ અન્યાયી નથી, કે તે તમારાં કામ તથા પ્રીતિને વિસરે." હેબ્રી. ૬; ૧૦.

૪૧. ગરીબ પર દયા રાખનાર એક સ્ત્રી. પ્રે. કૃ. ૯; ૩૬-૪૩.

સોનેરી વાક્ય—"જે દરિદ્રીની ચિંતા કરે છે તેને ધન્ય છે." ગીત. ૪૧; ૧.

## ભાગ ૮મો. પરમેશ્વરની સેવાભક્તિ.

૪૨. બારી ખુલ્લી મુકીને દાનીયેલ પ્રાર્થના કરે છે. દાની. ૬; ૧-૨૩.

સોનેરી વાક્ય—"સાંજે, સવારે તથા બપોરે હું પ્રાર્થના કરીશ." ગીત. ૫૫; ૧૭.

૪૩. નદી કાંઠે પ્રાર્થનાસભા. પ્રે. કૃ. ૧૬; ૯-૧૫.

સોનેરી વાક્ય—"આવો, ભજીએ તથા નમીએ, યહોવાહ આપણા કર્તાની આગળ ઘુંટણીએ પડીએ." ગીત. ૯૫; ૬.

૪૪. સુલેમાનનું સ્વપ્ન. ૧ રાજા. ૩; ૫-૧૫.

સોનેરી વાક્ય—"માગો તો તમને અપાશે." માત્થી ૭; ૭.

૪૫. ઇસુ અને એક માંદી છોડી. માત્થી ૧૫; ૨૧-૨૮. માર્ક. ૭; ૨૪-૩૦.

સોનેરી વાક્ય—"તેણે આવીને તેને પગે લાગીને કહ્યું કે, ઓ પ્રભુ, મને મદદ કર." માત્થી ૧૫; ૨૫.

૪૬. કેદખાનામાંથી પીતરનો છૂટકારો. પ્રે. કૃ. ૧૨; ૧-૧૯.

સોનેરી વાક્ય—"એક બીજાને સારૂ પ્રાર્થના કરો." યાકુબ ૫; ૧૬.

૪૭. પાઠ ૪૨-૪૬ સુધીનું પુનરાવર્તન.

## ઈસ્ટરને લગતા પાઠ.

૪૮. ઇસુ આપણાં પાપને લીધે મરણ સહે છે. લુક ૨૨; ૩૯-૨૩; ૫૪.

સોનેરી વાક્ય—"લેખો પ્રમાણે ખ્રીસ્ત આપણાં પાપને સારૂ મરણ પામ્યો." ૧ કરીં. ૧૫; ૩.

૪૯. પુનરૂત્થાનની પહેલી પ્રભાત. લુક ૨૩; ૫૫-૨૪; ૧૨.

સોનેરી વાક્ય—"લેખો પ્રમાણે તે દટાયો ને ત્રીજે દહાડે ઉઠયો." ૧ કરીં. ૧૫; ૪.

૫૦. પુનરૂત્થાનની સાંજ. લુક ૨૪; ૧૩-૩૯.

સોનેરી વાક્ય—"હું મુઓ પણ હતો, ને, જુઓ, સદાકાળ સુધી જીવતો છું." પ્રક. ૧; ૧૮.

૫૧. સમુદ્ર કિનારા પરના માછીઓ. યોહા. ૨૧; ૧-૧૪.

સોનેરી વાક્ય—"હું જીવું છું, માટે તમે પણ જીવશો." યોહા. ૧૪; ૧૯.

૫૨. નાતાલનો પાઠ [૧૫મો પાઠ ફરી શિખવવો].



# ભાગ ૧લો.

## પરમેશ્વરની સેવા કરનારાં બાળકો.

---

## પાઠ ૧લો.

### ઈસુ મંદિરમાં.

લુક ૨; ૪૦-૫૨.

**શિક્ષકોની તૈયારી.**—તમે દરેક શબ્દનો અર્થ અને તેનો સંબંધ બરોબર તમારા સમજવામાં આવે ત્યાં સુધી પાઠમાં આપેલાં શાસ્ત્રવચનો ફરી ફરીને વાંચો, અને તેમાં સમાએલા દરેક બનાવોની નોંધ અનુક્રમે લ્યો. પાઠમાં આવેલી બધી વાતોનો ખુલાસો છોકરાં આગળ કરવાની જરૂર નથી, પણ પાઠમાં આવેલી વાતો એવી સહેલ રીતે વાર્તામાં કહો કે જેથી નાનું બાળક પણ તે સમજી શકે.

**પાસ્ખાપર્વ.**—ઇસ્રાએલ લોકનું તે સહુથી મોટું ધાર્મિક પર્વ હતું. આ પર્વ શા કારણ માટે પાળવામાં આવતું હતું, તે કેટલો વખત ચાલતું હતું, કયારે પાળવામાં આવતું હતું અને તે કેવી રીતે પાળવામાં આવતું હતું, વિગેરે વાતોની સારી માહિતી મેળવવા માટે શાસ્ત્રની નીચેની કલમો ચોકસાઇથી વાંચો—નિર્ગ. ૧૨; ૧-૩૬, ૪૦-૫૧: ૧૩; ૧-૧૦. પુન. ૧૬; ૧-૮.

**તે બાર વર્ષની ઉંમરનો થયો.** હવે ઈસુ 'નિયમશાસ્ત્રનો પુત્ર' કહેવાય અને પવિત્ર શાસ્ત્ર તેનાથી વાંચી શકાય એવી તેની ઉંમર થઈ હતી. વળી ધાર્મિક પર્વમાં ભાગ લેવાને અને ધર્મને લગતી વાતો સમજવાને હવે તે લાયક વયનો થયો છે એ દર્શાવવા સભાસ્થાનમાં યહુદી શાસ્ત્રની કેટલીક કલમો લખેલી તાવીજ પણ તેના કપાળ પર તથા હાથ પર બાંધવામાં આવી હતી. કલમ ૪૨માં

ઇસુનાં માબાપ વર્ષોવર્ષ પાસ્ખાપર્વ પાળવાને યરૂશાલેમ જતાં હતાં એમ આપણે વાંચીએ છીએ તે પરથી દેખાય છે કે તેઓ બંને ભક્તિશીળ હતાં.

**નિયમોપદેશકો.**—લુક ૫; ૧૭માં જેઓને આ નામ આપવામાં આવ્યું છે તેઓ યહુદી શાસ્ત્રના પંડિતો અને લોકોના ધર્મગુરૂઓ હતા. આજના પાઠનું મુખ્ય પાત્ર બાળક ઇસુ છે માટે તે વાત ધ્યાનમાં રાખી નીચેની વાતો તમારે કહેવાની છે. ઇસુની માબાપ સાથે યરૂશાલેમ જવાની ઉત્કંઠા, મુસાફરીની તૈયારી, મુસાફરી, યરૂશાલેમ શહેર, પર્વ, મંદિરમાં જવું, માબાપની ઘર તરફની મુસાફરી, ઇસુ બાળકનું માર્ગમાં ખોવાઇ જવું, તેની શોધ, મંદિરમાં તેનું જડવું, ત્યાં રોકાવાનું કારણ અને માબાપની આજ્ઞા માની તેમની સાથે જવું, વિગેરે વાતો છોકરાંને કહો—નીચે આપેલા નમુના મુજબ **તમારે પોતે વાર્તા તૈયાર કરી** છોકરાંને શિખવવી જોઇએ.

**વાર્તાનો હેતુ.**—જેમ મોટાં માણસોએ તેમ નાનાં છોકરાંએ પણ દેવ બાપ પર પ્રીતિ કરવી જોઇએ અને તેની સેવા કરવી જોઇએ એ વાત છોકરાંના મનમાં ઠસાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમારામાં કોઇ બાર વર્ષની ઉંમરનું છોકરૂં અહીં છે ? તીર્થ કરવાને જતી કોઈ ટોળી તમે કદી જોઇ છે? કદાપિ તમારામાંનું કોઇ તીર્થે ગયું પણ હશે. તીર્થે જનાર માણસો મુસાફરી કેવી રીતે કરે છે તે જાણો છો? ઈસુ બાર વર્ષની ઉંમરનો થયો ત્યારે પરમેશ્વરનું ભજન કરવા માટે તેણે કેવી એક લાંબી મુસાફરી કરી હતી તે વિષે આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**બાળક ઈસુ.**—ઈસુ જ્યારે નાનો છોકરો હતો ત્યારે નાઝારેથ નામના ગામમાં પોતાનાં માબાપ સાથે રહેતો હતો. તેમનાં નામ મરિયમ અને યુસફ હતાં. યુસફ સુથારનો ધંધો કરતો હતો અને મને ખાત્રી છે કે આ નાનો છોકરો ઇસુ કરવતી, હથોડી, વાંસલો, વિંઝણું

અને રંદાનો કેવી રીતે ઉપયોગ કરવો તથા છેદ કેવી રીતે પાડવો, ખીલો કેવી રીતે મારવો અને પેટી કેવી રીતે બનાવવી તે શીખ્યો હશે. (પોતાનાં કપડાં અને નિશાળની ચોપડીઓ, વિગેરે પોતાનો સરસામાન મુકવાને શું તેણે પેટી નહિ બનાવી હોય?) કદાપિ યુસફને ઘરનાં બારણાં બનાવવાને અને ઘરનું છાપરૂં માળવાને તેણે મદદ કરી હશે. દિવસો દિવસ તે મોટો અને સમજણો થવા લાગ્યો. મોટો થતો ગયો કેમકે તેની મા તેને સારૂં સારૂં ખાવાનું આપતી હતી અને સારી સંભાળ લેતી હતી. સમજણો થતો ગયો કેમકે તે નિશાળે જતો હતો અને તેની મા તેને ઘેર ભણાવતી હતી. જ્યારે તે બાર વર્ષની ઉંમરનો થયો ત્યારે તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, "હવે હું કંઇ નાનો નથી, માટે મારાં માબાપ સાથે યરૂશાલેમ જઈ પર્વમાં ભાગ લઇ શકીશ." આ કેવી સારી મજાની વાત!

**યરૂશાલેમની મુસાફરી.**—એક દિવસે (યહુદી વર્ષના પહેલા મહિનામાં) યુસફ કામ પરથી ઘેર આવ્યો અને મરિયમને કહેવા લાગ્યો: "મરિયમ, પાસ્ખા પર્વનો વખત હવે પાસે આવ્યો છે માટે આવતા અઠવાડિયામાં આ મોટું પર્વ પાળવા આપણે યરૂશાલેમ જવા માટે તૈયાર થવું જોઈએ." ઇસુના મનમાં આ વિચાર ઘોળાયાં કરતો હતોજ, અને વળી યુસફના મોંથી એ વાત સાંભળી એટલે તરતજ પોતાની મા તરફ ફરીને ઇસુએ પુછ્યું કે, "મા, હું તમારી સાથે આવું? હવે હું બાર વર્ષની ઉંમરનો થયો છું." મરિયમે કહ્યું, "હા, બેટા, તું પણ આવજે. હમેશાં તું સભાસ્થાનમાં આવે છે અને હવે મંદિરમાં પણ આવવું જોઇએ. તારા જેવડી ઉંમરના બધા છોકરા આવે છે." ઇસુએ ખુશી થઇને કહ્યું, "મા, હું તૈયાર થવામાં તમને મદદ કરીશ. તમારે સ્વારી કરવાને ગધેડું જોઈશે તે કયાંથી લાવવું તે મને માલુમ છે." યુસફે કહ્યું કે, "હા, તું ગધેડાનો બંદોબસ્ત કરજે, અને તારી મા ખાવાનો બંદોબસ્ત કરશે." તેથી મરિયમે થોડી રોટલી, અનાજ અને ખાવાની બીજી ચીજોની તૈયારી કરી તેનાં પોટલાં બાંધ્યાં, જેથી દરેકને કંઇ ને કંઇ ઉપાડવાનું હતું. મુસાફરીએ નીકળવાનો વખત આવ્યો ત્યારે બધું તૈયાર હતું. ઇસુ સ્વારી માટે ગધેડું લાવ્યો. મરિયમ તે પર બેઠી.

રસ્તે ચાલતાં કોઇ વખતે ઇસુ ગધેડાને દોરતો અને તેની મા સાથે વાતો કરતો, અને કોઇ વખત ખોરાકનું પોટલું ઉંચકી બીજા છોકરાઓ સાથે ચાલતો. જો કે મુસાફરી ઘણા દિવસની હતી તોપણ એક રળીઆમણા દેશમાં થઇને જવાનું હતું. રસ્તે ચાલતાં તેઓ હમેશાં કોઇ પાણીના નાળા પાસે કે કોઇ કુવા પાસેના મોટા ઝાડ નીચે ઉતારો કરતાં હતાં. અલબત ઇસુ બીજાં છોકરાં સાથે રમતો હતો તે ખરી વાત, પણ બીજાં છોકરાંઓ કરતાં તેનામાં એક મોટો ફેર દેખાતો હતો. તે એ હતો કે, પોતાના દેશ વિષે અને શાસ્ત્ર વિષે જે વાતો પોતાના વડીલો કરતા હતા તે વાતો તે લક્ષપૂર્વક સાંભળતો હતો. (રાત્રે ધુણીની આસપાસ બેઠેલા લોકો કેવી કેવી વાતો કરે છે ને ભજન કરી ગીતો ગાય છે તે છોકરાંને કહો). મને લાગે છે કે ઇસુને ગીત બહુ પસંદ હતાં. કદાપિ તેમાંનું દાઉદનાં ગીતોમાંનું ૧૨૨મું ગીત પણ હોય કે,—

"જ્યારે તેઓએ મને કહ્યું કે, આપણે યહોવાહને ઘેર જઇએ,
ત્યારે હું આનંદ પામ્યો."

ઇસુ મંદિર વિષે બહુ વિચાર કરતો હતો અને તેને જોવા ચાહતો હતો, કેમકે તે જાણતો હતો કે આખી સૃષ્ટિનો પ્રભુ તે મારો આકાશવાસી બાપ છે ને હું તેના ઉપર પ્રીતિ કરૂં છું. યરૂશાલેમની નજદીક આવતાં ગામડાંનાં અને શહેરોના લોકોનાં ટોળેટોળાં રસ્તામાં તેમની ભેગાં થયાં હશે ત્યારે મુસાફરલોકની કેટલી મોટી ભીડ થઇ હશે!

**યરૂશાલેમમાં.**—ધીમે ધીમે હવે તેઓ યરૂશાલેમ શહેર પાસે આવી પહોંચ્યાં. આ વખતે ભવ્ય અને સુંદર મંદિર જોઇને ઇસુ ઘણો ખુશી થયો. તેણે પોતાના મનમાં કહ્યું કે, હવે હું મંદિરમાં જઇશ અને ત્યાં શું શું થાય છે તે નજરે જોઇશ. આ કુટુંબને શહેરમાં જતાંજ ઉતારાની જગ્યા જલદી મળી આવી (તે ઉતારો ઘણુંકરીને ઇસુના મસિયાઇ ભાઇ યોહાનને ત્યાં હશે). દરરોજ ગામડાંથી અને શહેરોથી હજારો માણસ આવતાં હતાં, તેથી કરીને ૧૪મી તારીખ સુધીમાં તો શહેરમાં પગ મુકવાની જગ્યા પણ રહી નહિ. પાસ્ખા પર્વનો આ પહેલો દિવસ હતો. દરેક કુટુંબે પોતાને માટે એક એક હલવાન ખરીદ્યું; યુસફ પાસે પણ તે તૈયાર હતું. દિવસ આથમતાં આ હલવાન કાપવામાં

આવ્યું, અને મધ્ય રાત્રે ખાવાનું તૈયાર થયું. કોઇ મુસાફરીમાં જનાર તૈયાર થાય તેમ આખુ કુટુંબ કપડાં પહેરીને તૈયાર થયું. દરેકના હાથમાં લાકડી હતી. પછી એકઠાં થઇ તેઓ પાસ્ખાનું હલવાન ખાવા લાગ્યાં. આ વખતે છોકરાંએ પુછ્યું કે, "અત્યારે મોડી રાતે આપણે શા માટે ખાઇએ છીએ?" યુસફે જવાબ આપ્યો કે, "કારણ એ છે કે ઘણાં વર્ષો પહેલાં જ્યારે આપણા પૂર્વજો એક અજાણ્યા અને પારકા દેશમાં ગુલામ થયા હતા ત્યારે પ્રભુએ તેમને ગુલામીમાંથી છોડાવી તેમના પોતાના દેશમાં પાછા મોકલવાનો નિશ્ચય કીધો. પણ તે વખતે મિસરમાં એક ભુંડો રાજા હતો તેણે તેમને પોતાના દેશમાં જવા દીધા નહિ; તેથી પ્રભુએ પોતાના લોકને કહ્યું કે તમારા બારણાની બારસાખો પર હલવાનનું લોહી છાંટો અને પછી હું દૂતને તે જગ્યાનાં બધાં ઘરોની તપાસ કરવા મોકલીશ, અને એમ થયું કે જે ઘર પર હલવાનનું લોહી છાંટેલું દૂતના જોવામાં આવ્યું તે ઘર તેણે પડતું મુકયું, કેમકે તે એમ સમજયો કે આ ઘરમાં પ્રભુના આજ્ઞાકારી લોક રહે છે, પણ જે ઘર પર લોહી છાંટેલું જોવામાં નહિ આવ્યું તે ઘરના સૌથી મોટા છોકરાને મારી નાંખવામાં આવ્યો. હવે આપણે આ પર્વ પાળીએ છીએ તેનું કારણ આ છે કે પ્રભુએ આપણા પૂર્વજોને આ પ્રમાણે બચાવ્યા અને તેમને પોતાનાં દેશમાં પાછા આણ્યા." યુસફનો પર્વ વિષે આ ખુલાસો જ્યારે ઇસુએ સાંભળ્યો ત્યારે તેના મનમાં પોતાના આકાશવાસી બાપ વિષે ઘણો પ્યાર ઉત્પન્ન થયો, અને છેવટમાં જ્યારે બધાંએ મળીને ઇશ્વરની સ્તુતિ માટે ગીત ગાયું ત્યારે ઇસુનું અંતઃકરણ આનંદે ઉભરાઇ ગયું.

**મંદિરમાં.**—ઇસુ ભજન કરવાને રોજ મંદિરમાં જતો હતો. ભક્તિનું કામ પુરૂં થયા પછી શહેરના વિદ્વાન શાસ્ત્રીઓ પવિત્ર શાસ્ત્ર વિષે માહિતી આપી લોકોને બોધ કરતા હતા. અહીં ઘણા માણસો સાંભળવાને બેસતા હતા. ઇસુ પણ દરરોજ આ પંડિતોની વાતો રસભેર સાંભળતો હતો અને સાંજે જ્યારે ઘેર આવતો ત્યારે યુસફને તે વિષે ઘણા સવાલો પુછતો હતો. પર્વનો જ્યારે છેલ્લો દિવસ આવ્યો ત્યારે મંદિરના આંગણામાં લોકોની મોટી સભા મળી. ઇસુ પણ ત્યાં ગયો, અને જ્યારે બધા લોકો એક અવાજે પ્રભુની સ્તુતિ ગાતા હતા

ત્યારે તેના અંતઃકરણમાં ઘણો આનંદ થયો હશે. પર્વના દહાડા પૂરા થયા પછી ઘેર પાછા ફરવાની મુસાફરીને માટે તૈયારી કરવામાં આવી. પોતાના મિત્રોને કુશળતા કરી લોકો વિદાય થવા લાગ્યા. યુસફ બીજા સુથારો સામે વાતો કરતો ચાલે છે અને મરિયમ ગધેડા ઉપર બેસી બીજી બાઇઓ સાથે વાતચીત કરતી જાય છે. તેઓના મનમાં ઇસુ વિષે એવું હતું કે બીજા છોકરાઓ સાથે તે આવે છે, તેથી કરીને સાંજ સુધી તેના વિષે કંઇ તપાસ કરી નહિ. રાતના ઉતારાને માટે કોઇ સારી જગ્યા શોધવાને યુસફ આગળ ગયો. પછી મરિયમ આવી, ત્યારે યુસફે પુછ્યું-કે, "ઇસુ કયાં છે?" મરિયમે કહ્યું કે, "હું જાણતી નથી. શું તે તમારી સાથે નથી? હું જાણતી હતી કે તે તમારી સાથે છે. આજ સવારે આપણા નીકળ્યા પહેલાં મેં તેને તમારી સાથે જોયો હતો." યુસફે કહ્યું કે, "આજે આખો દિવસ મેં તેને જોયો નથી. તે બીજા છોકરાઓ સાથે હશે. હું તેને શોધી કાઢીશ." પણ ઘણી શોધ કરવા છતાં ઇસુ તેને જડયો નહિ. તેથી તેઓ યરૂશાલેમ તરફ પાછાં ફર્યાં, ને જે કોઇ માણુસ તેમને રસ્તામાં મળ્યાં તેમને તે વિષે પુછ્યું, પણ તેનો કંઇ પણ પત્તો મળ્યો નહિ. હવે ઇસુ વિષે શું બન્યું હતું તે સહેજ સમજી શકાય એમ છે. પેલા પંડિતોની વાતો સાંભળવાનું તેને ફરીને મન થયું, તેથી બીજા છોકરાઓની સાથે ઘર તરફ પાછા નીકળવાને બદલે તે શહેરમાં રહી ફરીને એક વાર મંદિરમાં ગયો. આ વખતે મોટે ભાગે પર્વના બધા માણસો ચાલ્યા ગયા હતા એથી કરીને વિદ્વાનો પાસે લોકોની ભીડ ન હતી. તે તેમની પાસે ગયો ને સવાલો પુછવા લાગ્યો. આ સવાલો એવા સારા તથા જ્ઞાનથી ભરેલા હતા કે પંડિતો છક થઇ ગયા અને તેને સવાલો પુછવા લાગ્યા. ઇસુએ બહુ ઉત્તમ જવાબ આપ્યા. ઇસુને આ સવાલ જવાબોમાં ઘણો રસ પડયો ને એટલો બધો ખુશી થયો કે, પોતાનાં માબાપની પાછળ જઇ તેમને પકડી પાડવાનું તે ભુલી ગયો. ઇસુ આ પ્રમાણે યરૂશાલેમમાં મંદિરમાં રહીને ઘણો ખુશી હતો, પણ તેનાં માબાપના હોશ ઉડી ગયા હતા. કેમકે તેને બધી જગ્યાએ શોધ્યો પણ તે જડયો નહિ! છેવટે શહેરના કોઈ માણસે તેમને ખબર આપી કે, "મેં આજે

એક બારેક વર્ષના છોકરાને મંદિરમાં જોયો હતો, કદાપિ તે એજ હશે"; તેથી તેઓ મંદિરમાં ગયાં. ત્યાં જઇ જુએ છે તો ઇસુ શહેરના મોટા મોટા માણસોની વચ્ચે બેસીને સવાલ જવાબ કરે છે! આ જોઇ તેઓ અચરતી પામ્યાં અને તેની માએ તેને કહ્યું કે, "દીકરા, અમારી સાથે તું આવી રીતે કેમ વર્ત્યો?" ઇસુએ કહ્યું કે, "શું તમે જાણતાં ન હતાં કે મારા બાપને ત્યાં મારે હોવું જોઇએ?" પણ યુસફ અને મરિયમ આ વાત સમજ્યાં નહિ. ઇસુ ખાત્રીથી માનતો હતો કે, મારા આકાશવાસી બાપની આજ્ઞા માની તેની સેવા કરવાનું મારૂં કામ છે. પંડિતોની સાથેનું ભાષણ છોડી આ સુંદર મંદિરથી જવાનું તેને ગમતું ન હતું. પણ તે જાણતો હતો કે મારે મારાં માબાપને આધીન રહેવું જોઇએ, તેથી કરીને તે તેમની સાથે નાઝારેથ પાછો ગયો અને બધી રીતે તેમને આધીન થઇ રહ્યો. દિવસો દિવસ તે કદમાં અને જ્ઞાનમાં વધતો ગયો. ગામના બધા લોક ઇસુ પર પ્રેમ કરતા હતા. તેમજ પરમેશ્વર પિતા પણ તેના ઉપર પ્રેમ કરતો હતો, કેમકે તેની સેવા કરવાને તે હમેશાં આતુર હતો.

**વાર્તાની છેવટમાં.**—શિક્ષકે આ વાર્તા વિષે છોકરાં સાથે વાતચીત કરી વાર્તાના મુદ્દા તેમના હૃદયમાં ઠસાવવાનો યત્ન કરવો જોઇએ. કેટલાક સવાલો પુછો: જેમકે—ઇસુ જ્યારે છોકરો હતો ત્યારે ક્યાં રહેતો હતો? તેનાં માબાપ સાથે તે ક્યાં ગયો? યરૂશાલેમ તેઓ શા માટે ગયાં હતાં? તે વખતે ઇસુની ઉંમર કેટલી હતી? ઇસુ મંદિરમાં પાછળ કેમ રહી ગયો? (દેવ વિષે તથા તેની આજ્ઞાઓ વિષે શીખવા). તમે પરમેશ્વર વિષે શીખી શકો છો? કેવી રીતે? (શાસ્ત્ર વાંચીને તથા તેના સેવકોની વાતો સાંભળીને). પરમેશ્વર છોકરાંને પોતાની સેવા કરવા વિષે એક ખાસ વચન આપે છે તે સોનેરી વાકયમાં છે.

**સોનેરી વાકય.**—"જેઓ ખંતથી મને શોધે છે તેઓને હું જડીશ." દૃષ્ટાંત. ૮; ૧૭.

---

# પાઠ ૨ જો.

## બાળ યાજક શમૂએલ.

૧ શમૂ. ૨; ૧૮, ૧૯, ૨૬ : ૩; ૧-૨૧.

**શિક્ષકોની તૈયારી.**—આ નાના છોકરા વિષે તમે આગળ શીખી ગયા હતા પણ ફરી હાન્નાહને પ્રભુએ તેની પ્રાર્થના સાંભળીને છોકરો આપ્યો હતો, અને હાન્નાહે આ છોકરાને પ્રભુની સેવામાં અર્પણ કર્યો હતો. આ અને તે સંબંધીની બીજી વાતો તાજી કરવાને માટે અધ્યાય ૧લો અને ૨જો વાંચો (અને ૧લા વર્ષનો ૫મો અને ૨૧મો પાઠ જુઓ). તમારે આજે જે વાર્તા કહેવાની છે તેને લગતી બીનાઓ બરોબર સમજવાને ૧ શમૂ. ૨; ૧૧—૩૬ : ૩; ૧—૨૧ પણ વાંચવાની જરૂર છે, કેમકે આ કલમોમાં એલીના છોકરાઓનાં પાપનું ધ્યાન કરવામાં આવ્યું છે કે જેને લીધે પ્રભુનો સંદેશો એલી પાસે આવ્યો હતો. જો કે આ બધી વાતો છોકરાંને કહેવાની જરૂર નથી, તોપણ તે તમારે સારીપેઠે જાણવાની જરૂર છે.

**વાર્તાનો હેતુ.**—છોકરાં પ્રભુની વાણી સાંભળવા તત્પર રહે ને તે મુજબ ચાલે.

**છોકરાં માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—એક સ્ત્રીની પ્રાર્થના સાંભળી પ્રભુએ તેને છોકરો આપ્યો તે વાત તમારામાંના કોને યાદ છે? તે બાળકની માએ શું નામ પાડયું? તેણે તે છોકરો કોને અર્પણ કર્યો હતો? શા માટે અર્પણ કર્યો હતો? તે કયાં રહેવાનો હતો? આજની આપણી વાર્તા આ નાના છોકરા શમૂએલ વિષે છે, એટલે તેના બાળપણ વિષે તો નહિ પણ તેના મોટપણ વિષે.

**વાર્તા.**

**છોકરો શમૂએલ.**—ઘણાં ઘણાં વરસો પર શમૂએલ નામનો એક છોકરો હતો. તેનો બાપ સારો, માયાળુ માણસ હતો, ને તેની મા તેના ઉપર ઘણી પ્રીતિ રાખતી, પણ છોકરો તેમને ઘેર રહેતો નહોતો;

કેમકે તેની મા તેને પ્રભુને અર્પણ કરીને મંદિરમાં મુકી ગઇ હતી. આ મંદિર કોઇ બાંધેલી ઇમારત ન હતી પણ એક મોટો સુંદર તંબુ હતો. આ મંદિરની વ્યવસ્થા એક ભલા વૃદ્ધ યાજક એલીના હાથમાં હતી. જો કે આ છોકરાનાં માબાપ તેનાથી બહુ દૂર રહેતાં હતાં એમ છતાં દર વર્ષે જ્યારે મંદિરમાં ભજન કરવા તેઓ આવતાં હતાં ત્યારે તેઓ તેને મળતાં હતાં. શમૂએલની મા દર વર્ષે તેને માટે એક નાનો અંગરખો બનાવીને લઈ આવતી હતી. દર વર્ષે જેમ છોકરો મોટો થતો જતો તેમ તેની મા આ અંગરખો મોટો બનાવી લાવતી. ખરી વાત છે કે નાના છોકરાને અહિં રહેવું જરા એકાંત જેવું લાગે, અને હું ધારૂં છું કે, તે હમેશાં તેની માની આવવાની રાહ જોતો હશે અને જ્યારે તે પેલો નાનો અંગરખો પહેરતો હશે ત્યારે તેની મા તેને યાદ આવતી હશે, ને તે પોતાના મનમાં કહેતો હશે કે, અરે! મારી મા મારા ઉપર કેટલી બધી પ્રીતિ કરે છે!

**એલીને મદદ.**—શમૂએલ નવરો બેસી રહ્યો નહિ. તે એલી ઉપર પ્રીતિ કરતો. એલીને મદદ કરવાને દરરોજ તે સવારમાં વહેલો ઉઠતો, કેમકે એલી વૃદ્ધ પુરૂષ હોવાથી બધું કામ ઝડપથી કરી શકતો ન હતો. શમૂએલ એલીનું કામકાજ કરતો અને મંડપના કામમાં એલીને મદદ કરતાં પણ શીખ્યો. તે દિવાબત્તી, ધૂપવેદી અને મંદિરનાં બીજાં વાસણો માંજીને સાફ કરતો. મંદિરના પડદાઓ પરની ધુળ ખંખેરી નાંખતો અને એમ બધી ચીજો ચોખ્ખી ને સ્વચ્છ રાખતો હતો. આ પ્રમાણેની નાના પ્રકારની મદદ કરવામાં શમૂએલ હોશિયાર થયો, કે જેને લીધે એલી તેના ઉપર પ્રીતિ રાખતો, તેમાં કંઇ નવાઇની વાત નથી. શમૂએલ એલીને મદદ કરતો હતો તેમાં આપણે સમજવું કે તે પ્રભુને પણ મદદ કરતો હતો, કેમકે જે પવિત્ર જગ્યાએ લોકો પ્રભુનું ભજન કરતા હતા ને દર વર્ષે જેમાં મોટું પર્વ પાળવામાં આવતું હતું તે તો એજ મંડપ હતો. પ્રભુ પોતાના લોકોને શિખવવા અને પોતાના મંદિરની સંભાળ કરવા કેવળ સારા માણસો માગતો હતો. એલી બહુ ભલો માણસ હતો તેમ શમૂએલ પણ સારો છોકરો હતો, પણ એલીના છોકરાઓ બહુ ભુંડા હતા. મંદિરમાં

વેદી આગળની બત્તીઓને તેઓ હોલવાઇ જવા દેતા એટલુંજ નહિ, પણ પ્રભુના લોકો સાથે તેમનું વર્તન ખરાબ હતું, તેથી તેઓ યાજક થઇ શકશે નહિ, એવું પ્રભુ એલીને જણાવવા ચહાતો હતો.

**શમૂએલને પ્રભુનું તેડું.**—તમને યાદ છે કે હાન્નાહે શમૂએલને પ્રભુની સેવા કરવા માટે અર્પણ કર્યો હતો. જ્યારે હાન્નાહ છોકરાને મળવા જતી ત્યારે તે તેને કહેતી હતી કે, દીકરા, જો તું સારો છોકરો થઇશ, પોતાનું કામ બરાબર કરીશ અને પ્રભુની વાણી સાંભળી તેને પાળીશ, તો પ્રભુ તને કોઇ વખત યાજક કરશે. શમૂએલ આ વિષે બહુ વિચાર કરતો ને માના કહ્યા પ્રમાણે કરવાને બનતી મહેનત કરતો. શમૂએલ આખો દિવસ પોતાથી થઈ શકે એવી સખત મહેનત કરતો હતો, તેથી રાત્રે વહેલી ઉંઘ આવતી હતી. તે એલીની પાસે એક નાના બીછાના પર સુઇ જતો. એક રાત્રે એવું બન્યું કે, તે સુઇ ગયો ને નિદ્રામાં પડયો એટલામાં એકાએક તેની આંખ ઉઘડી ગઇ અને તે સાંભળવા બેઠો થયો, કેમકે શમૂએલ, શમૂએલ, કહીને કોઇ તેને ધીમે રહીને બોલાવે છે એમ તેને લાગ્યું. તેથી શમૂએલ ઉઠયો અને એલી પાસે દોડી જઇને કહ્યું, ગુરૂજી, હું આ રહ્યો. કંઈ કામ છે? પણ એલીએ કહ્યું કે, મેં તને બોલાવ્યો નથી, પાછો જઇને સુઈ જા. પછી બીજી વાર પણ એજ પ્રમાણે થયું અને એલીએ એજ પ્રમાણે જઇને સુઈ જવાનું કહ્યું. પણ જ્યારે તેને ત્રીજી વખત બોલાવવામાં આવ્યો ત્યારે એલીએ જાણ્યું કે, તેને પ્રભુ બોલાવે છે, તેથી એલીએ શમૂએલને કહ્યું કે, જો તારા સાભળવામાં ફરીને એજ વાણી આવે તો કહેજે કે, "બોલ યહોવાહ, કેમકે તારો સેવક સાંભળે છે." એલીના કહેવા પ્રમાણે શમૂએલ ફરીને સુઇ ગયો અને ફરીને પહેલાંની માફક વાણી સાંભળી કે, 'શમૂએલ, શમૂએલ,' અને શમૂએલે જવાબ આપ્યો કે, "બોલ, પ્રભુ, કેમકે તારો સેવક સાંભળે છે." પછી પ્રભુએ શમૂએલને કહ્યું કે, એલીના દીકરાઓ તેઓનાં પાપને લીધે યાજક થનાર નથી. પછી શમૂએલ સવાર સુધી સુઇ ગયો. તમને લાગે છે કે તેને સારી ઉંઘ આવી હોય? મને તો તેમ લાગતું નથી, પણ તેથી ઉલટું એલીના છોકરાઓ વિષે પ્રભુ જે ભયંકર કામ કરવાનો હતો તેનો વિચાર કરતાં તેને ભારે દુઃખ લાગ્યું

હશે, કેમકે એલી ઉપર તે પ્રીતિ રાખતો હતો. શમૂએલ સવારમાં ઉઠીને કામ પર ગયો પણ કામમાં તેનું દિલ ચોંટયું નહિ અને દુઃખી જેવો દેખાયો. ઘરના દરવાજા શમૂએલે ઉઘાડ્યા કે એલી પ્રથમ થોડીવાર તેના તરફ જોઈ રહ્યો ને પછી હાંક મારી કે, મારા દીકરા શમૂએલ, ગઈ રાત્રે પ્રભુએ તને શી વાત કહી? જોજે, મારાથી છાની ન રાખતો, હોં. આ સાંભળી શમૂએલે થોડીવાર સુધી નીચું માથું ઘાલીને કંઇ જવાબ આપ્યો નહિ, કેમકે એલીને તેના છોકરા વિષે આવી વાત કરવી બહુ કઠણ હતી એટલુંજ નહિ પણ એલી પોતે પણ કેટલેક અંશે દોષિત હતો, કેમકે તેણે તેમને શિક્ષા કે ઠપકો આપ્યો ન હતો. પણ શમૂએલ આજ્ઞાંકિત હતો તેથી જો કે આ વાત એલીને કહેવી કઠણ હતી, તોપણ પ્રભુએ તેને જેવું કહ્યું હતું તેવુંજ બધું તેણે એલીને કહ્યું.

**પરિણામ.**—શમૂએલ પોતાના મનમાં ખુશી થયો કેમકે જે સત્ય હતું તે તેણે કહી દીધું; તેમ એલીને પણ તેથી ઠીક લાગ્યું, પણ પ્રભુને તે વિશેષ સારૂં લાગ્યું. શમૂએલને પ્રભુએ ઘણી આશિષ દીધી. શમૂએલને પ્રભુએ જે વાત કહી તે જ્યારે લોકોએ જાણી ત્યારે તેઓ સમજ્યા કે એલીની પાછળ શમૂએલ યાજક થશે એટલુંજ નહિ પણ ભવિષ્યવાદી થવાને પ્રભુએ તેને પસંદ કર્યો છે.

**વાર્તાની છેવટમાં.**—શમૂએલ સાંભળવાને તૈયાર અને હુકમ માનવાને ખુશી હતો, તેમજ તે સત્ય બોલવાને બીધો એમ છતાં તે કેવું સત્ય બોલ્યો! વળી શમૂએલના આજ્ઞાંકિતપણાને લીધે પરમેશ્વરે તેના ઉપર કેવી મહેરબાની કરી તે વાતો છોકરાંઓનાં મનમાં ઠસાવવી. તમારા વર્ગમાં સવાલજવાબ કરી વાર્તાનું અવલોકન કરો. ત્યાર પછી પુછો કે, શમૂએલને જ્યારે પ્રભુએ બોલાવ્યો ત્યારે એલીએ શમૂએલને શો જવાબ આપવાનું કહ્યું હતું? શમૂએલે જે પ્રમાણે પ્રભુને ઉત્તર આપ્યો તે પ્રમાણે આપણે ઉત્તર આપતાં શીખવું જોઇએ.

**સોનેરી વાક્ય.**—"બોલ યહોવાહ, કેમકે તારો સેવક સાંભળે છે." ૧ શમૂ. ૩; ૯.

---

# પાઠ ૩જો.

## ચાર છોકરા પ્રભુની ઇચ્છા પ્રમાણે કરવાને તૈયાર થયા તેની વાર્તા.

(કેફનિષેધક પાઠ.)

દાની. ૧ ; ૧-૨૧.

**શિક્ષકોની તૈયારી.**—આ છોકરાઓ કેવી રીતે ને કેમ બંદિવાન થયા તે જાણવાને માટે આ પાઠમાં આપેલાં શાસ્ત્રવચન ઉપરાંત ૨ રાજા. ૨૪; ૮-૧૬ વાંચો. ત્યાર પછી અધ્યાય ૧માં લખેલી વાત ફરી ફરીને વાંચો, અને તેમાં સમાયલા મુખ્ય મુખ્ય મુદ્દાઓની અનુક્રમે નોંધ લો, અને તેનું એક ટીપ્પણ બનાવો. તમારી કલ્પનાશક્તિનો ઉપયોગ કરી વાર્તાને રસિક બનાવો. આજની વાર્તાનો મુખ્ય હેતુ તે કેફ નહિ કરવા વિષેનો છે તે ભુલશો નહિ. તેમજ ખાવાપીવામાં સ્વદમન રાખવું તે પણ એક અગત્યની વાત છે; તે ધ્યાનમાં રાખી આ વાર્તા શિખવવાની છે.

**વાર્તાનો હેતુ.**—બધી જાતનાં નુકશાનકારક ખાણાપીણાનો ત્યાગ કરવો તે ડહાપણભરેલું છે તે બતાવવાનો.

**છોકરાં માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—ગયા અઠવાડિયાની આપણી વાર્તા શા વિષેની હતી? એક નાના છોકરા વિષે. તેનું નામ શું? આજે હું તમને ચાર છોકરા, હા, ચાર મોટા છોકરાની વાર્તા કહેવાનો છું.

**વાર્તા.**

**ચાર જુવાન કેદી.**—ઘણાં ઘણાં વર્ષો પર એક છોકરો જેનું નામ દાનીયેલ હતું તે યરૂશાલેમમાં રહેતો હતો. આ છોકરાના ત્રણ મિત્રો હતા (તેમનાં નામ જણાવો, પણ તે નામ મોઢે કરાવવા યત્ન કરવાની જરૂર નથી). તેઓ ઘણા સુંદર દેખાવના, મજબુત બાંધાના અને ચાલાક હતા. તેઓ નિશાળે ભણવા જતા, અને ત્યાં બહુ સારી રીતે અભ્યાસ કરતા હતા. શહેરમાં એક દિવસે એવી વાત ઉડી કે આપણી સામે લડવાને એક સૈન્ય શહેર પર ચઢી આવ્યું છે, અને

એથી કરીને શહેરનાં બધાં માણસો લડવાને તૈયાર થયાં; પણ તે નિષ્ફળ ગયું, કેમકે તેમનો રાજા દુષ્ટ હતો માટે પરમેશ્વરે તેમના શત્રુઓને જીત પમાડી. ઘણા લોક કેદી કરાયા. શહેરના બધા બળવાન અને શૂરવીર પુરૂષોને શત્રુ કેદ કરી પોતાના દેશમાં લઇ ગયો, જેમાં દાનીયેલ અને તેના મિત્રો પણ કેદ પકડાયા.

**પારકો મુલક.**—યરૂશાલેમથી આ પારકા દેશની રાજ્યધાનીના શહેર બાબેલોન સુધી જતાં ઘણાંએક અઠવાડિયાં વીતિ ગયાં. પરદેશના મોટા નગર બાબેલોનનું, ત્યાંનાં દેવસ્થાનોનું તેમજ પારકા લોકનું અને પારકી ભાષાનું વર્ણન કરો. દાનીયેલ અને તેના મિત્રોને પોતાના દેશ વિષે અને યરૂશાલેમનું સુંદર મંદિર, જ્યાં તેઓ સત્ય દેવનું ભજન કરતાં શીખ્યા હતા તે વિષે કેવા કેવા વિચારો આવતા હશે તે છોકરાંને કહો. ત્યાં પહોંચ્યા બાદ રાજાએ, બંદિવાનોમાંથી સૌથી મજબુત બાંધાના, સુંદર દેખાવના અને જ્ઞાની જુવાનો માલુમ પડયા તેમને એક નિશાળમાં મુકી ત્રણ વર્ષ સુધી અભ્યાસ કરાવી વિદ્યામાં પ્રવિણ કરવાની વ્યવસ્થા કીધી. તેઓ હોશિયાર થાય ત્યાર બાદ તેમને રાજ્યમાં નોકર રાખવા, એવો હેતુ રાજાનો હતો. આ જુવાનોની દેખરેખ રાખવાને માટે એક અમલદાર નિમવામાં આવ્યો, અને આ જુવાનોને રાજાના પોતાના પકવાન્નમાંથી ખાવાપીવાનું આપવામાં આવે એવો હુકમ કીધો.

**દાનીયેલનો સુનિશ્ચય.**—દાનીયેલ અને તેના મિત્રોએ વિદ્યાભ્યાસ શરૂ કર્યો, અને રાજા પોતાના ઠરાવ પ્રમાણે તેમને ખાવા માટે દરરોજ પોતાના ખાવામાંથી જુદા જુદા પ્રકારનાં ઉત્તમ મિષ્ટાન્ન તથા પીવાને માટે દ્રાક્ષરસ મોકલતો હતો. પણ આવી ચીજો સારી નથી એવું દાનીયેલ જાણતો હતો, કેમકે શું શું ખાવું જોઇએ ને શું શું ખાવું નહિ જોઇએ તે તેનાં માબાપે તેને નાનપણથી શિખવ્યું હતું. વળી દ્રાક્ષરસ કે કોઇ પણ કેફી વસ્તુ ખાવી કે પીવી નહિ એવી તેને મળેલી તાકીદ તેના ધ્યાનમાં હતી, તેથી કરીને તેણે પોતાના મનમાં નિશ્ચય કીધો કે, "હું પોતાને રાજાના ખાણાવડે તથા જે દ્રાક્ષરસ તે પીએ છે તે વડે નહિ વટાળીશ" (કલમ ૮). વળી આસ્પનાઝ નામનો જે અમલદાર આ

જુવાનોની દેખરેખ રાખવા નિમાયો હતો તેનામાં દાનીયેલ પ્રત્યેની ઘણી પ્રીતિ દેવે પેદા કીધી. દાનીયેલ કેવી રીતે આ અમલદાર પાસે ગયો અને પોતાનો ઠરાવ પુરો કરવાને કેવા પ્રકારની વિનંતી કરી તે છોકરાંને કહો. પછી આ અધિકારીએ કહ્યું કે, "તમારા કહેવા પ્રમાણે હું કેવી રીતે કરૂં? રાજા સાહેબે આજ ખોરાક તમને આપવાનો હુકમ આપ્યો છે, અને જો તમે આ ખોરાક નહિ ખાઓ, અને દેખાવમાં બીજા જુવાનો જેવા તંદુરસ્ત ને સારા નહિ દેખાશો, તો રાજા મને કારણ પુછશે અને જો મેં તેના હુકમનો અનાદર કર્યો છે એવું તેને માલુમ પડશે તો તે મને ફાંસીની સજા આપશે." પણ દાનીયેલે કહ્યું, "કૃપા કરી દશ દિવસ સુધી તારા દાસોની પરીક્ષા કરી જો. દરમીઆનમાં અમને ખાવા સારૂ માત્ર દાળ અને પીવા સારૂ સ્વચ્છ પાણી આપો; અને ત્યાર પછી જુઓ કે અમારા ચહેરા બીજા છોકરાઓ કરતાં સારા અને શરીર પુષ્ટ જોવામાં આવે છે કે નહિ." તેથી અમલદારે તેમની વિનંતી સ્વીકારી. દશ દિવસ સુધી ઉપર મુજબ તેમની પરીક્ષા કરવામાં આવી અને ત્યાર પછી દાનીયેલના કહેવા પ્રમાણે તેઓ બીજા જુવાનો કરતાં સુંદર દેખાવના અને જબરા માલુમ પડયા, તેથી હવે રાજાનું ખાવાનું અને રાજાનો દ્રાક્ષરસ બંધ કરવામાં આવ્યાં, અને એમ આ જુવાનોની ખાવાપીવાની બધી હરકત દૂર થઇ.

**રાજાની હજુરમાં.**—દિવસો અને મહિનાઓ આ પ્રમાણે વીતવા લાગ્યા. દરરોજ એ ચાર જુવાનો સાદો ખોરાક ખાતા અને સ્વચ્છ પાણી પીતા, અને નિશાળે જઇને પોતાનો અભ્યાસ ધ્યાનપૂર્વક કરતા હતા. પ્રભુની મહેરબાનીથી તેઓ મહાન જ્ઞાની અને વિદ્વાન થયા. ત્રણ વર્ષનો અભ્યાસક્રમ પુરો થયા બાદ રાજાએ સર્વ વિદ્યાર્થીઓને પોતાની હજુરમાં બોલાવ્યા. આ વખતે તેમની દેખરેખ રાખનાર અમલદારે તેમને રાજાની હજુરમાં કેવી રીતે રજુ કર્યાં, તેઓએ કેવી રીતે રાજાને સલામ કરી, ને રાજાએ તેમની કેવા કેવા પ્રકારના સવાલો પુછી પરીક્ષા કરી તે છોકરાંને કહો. દાનીયેલ અને તેના મિત્રો જેવા કદાવર, હોશિયાર અને સુંદર જુવાનો તેઓમાંથી બીજા કોઇ માલુમ પડ્યા નહિ. તેના આખા રાજ્યમાં જાદુગરો ને મંત્રક્રિયા કરનારા જેઓ હતા તેઓ

કરતાં આ ચાર છોકરા દશગણા શ્રેષ્ઠ રાજાને માલુમ પડ્યા. આથી કરીને રાજાએ તેમને રાજ્યના મોટા અધિકારીઓ ઠરાવ્યા, અને આ પ્રમાણે દાનીયેલ અને તેના મિત્રો રાજ્યમહેલમાં રહેવા લાગ્યા અને પરાયા દેશમાં તેઓ મોટા માણસો બન્યા.

**વાર્તાની છેવટમાં.**—બાળકોમાંનું એકાદ બાળક આ વાર્તા પોતાના શબ્દોમાં કહી સંભળાવે, અને જો કંઈ કહેવાને ભુલી જાય તો બીજું બાળક તેને યાદ કરાવે. પછી પુછો કે આપણે પુષ્ટ ને સુંદર દેખાવનાં થઈએ કે નબળાં ને બેડોળ દેખાવનાં થઈએ એ વિષે પ્રભુની શી મરજી છે? પુષ્ટ શરીર બને માટે કેવી જાતનો ખોરાક ખાવો? (સાદો ને પુષ્ટિકારક). શું પીએ તો પ્રભુ આપણું શરીર જબરૂં કરે? (પાણી, પણ સ્વચ્છ પાણી). જો દાનીયેલ અને તેના મિત્રો દારૂ પીનાર થયા હોત તો શું તેઓ આવા મોટા અધિકારીઓ બની શકત? યાદ રાખો કે જયારે દાનીયેલે સારૂં કરવાનો ઠરાવ કર્યો ત્યારે પ્રભુએ તેને કેવી મદદ કરી. ખાવા પીવા વિષે આપણે કેવો નિયમ રાખવો તે વિષે સોનેરી વાક્ય આપણને શિખવે છે.

**સોનેરી વાક્ય.**—"તમે ખાઓ કે પીઓ કે જે કંઈ કરો તો દેવના મહિમાને અર્થે સર્વ કરો." ૧ કરીં. ૧૦; ૩૧.

---

## પાઠ ૪થો.

### ઈસુને મદદ કરનાર એક નાનો છોકરો.

યોહા. ૬; ૧-૧૩.

**શિક્ષકોની તૈયારી.**—ઘણાખરા શિક્ષકોએ આ વાર્તા પહેલાં કહેલી હશે. પહેલા વર્ષના ૪૦મા પાઠમાં કહેવામાં આવ્યું હતું કે, ઈસુ એ વાર્તામાં મુખ્ય વ્યક્તિ છે, અને તે વાર્તાના હેતુમાં જણાવવામાં આવ્યું હતું કે, ઇસુ આપણી દરરોજની જરૂરીઆતોની ચિંતા રાખે છે. પહેલા વર્ષના ૪૬મા પાઠમાં નાનો છોકરો તે મુખ્ય વ્યક્તિ હતો અને તમારા આજના પાઠમાં પણ તેજ નાના છોકરા તરફ બાળકોનું ધ્યાન ખેંચતાં તમારી વાર્તા તૈયાર કરશો. આ નાનો

છોકરો ભુખ્યાઓને અને ઇસુને મદદ કરવાને કેવો હોંસીલો હતો, તે દેખાડો. નાના છોકરાથી વાર્તાનો આરંભ કરો. કેવા વિચારો તેના મનમાં હતા અને તેણે શું શું કર્યું તે કહો. આ વાર્તા એવી રીતે સમજાવવાને યત્ન કરો કે એક નાનો છોકરો પણ ઇસુને અને બીજાઓને પણ મદદ કરી શકે છે એવી અસર સર્વ સાંભળનાર પર થાય.

**વાર્તાનો હેતુ.**—બીજાઓને મદદ કરતાં એક નાનો છોકરો પણ ઇસુને મદદ કરી શકે છે તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—ખાધા વગર તમારાથી કેટલા દિવસ રહેવાય? ઘણો લાંબો વખત નહિ. જ્યારે તમો ખેતરમાં આખો દિવસ કામ કરવા જાઓ અથવા નિશાળમાં આખો દિવસ રહો અથવા તો કોઇ મુસાફરીએ નીકળો ત્યારે ખાવા વિષે તમે કેવો બંદોબસ્ત કરો છો? શું તમે રોટલી કે કંઇ બીજું ખાવાનું તમારી સાથે નથી લઇ જતા? એજ પ્રમાણે આ નાનો છોકરો ખાવાનું લઇને રજાનો એક આખો દિવસ બહાર રહ્યો તે વિષેની વાત હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**છોકરો ઘરથી બહાર નીકળ્યો.**—ઘણાંએક વર્ષો પર ગાલીલ સરોવરના કાંઠા પરના એક ગામમાં એક છોકરો રહેતો હતો. એક દિવસે તેની નિશાળમાં રજા પડી ત્યારે તેણે પોતાની માને પુછ્યું કે, "મા, આજે હું સરોવર કાંઠે રમવા જાઉં?" માએ કહ્યું, "હા, જજે." પછી છોકરો તેની માને કહે છે કે, "પણ મા, હું ત્યાં સાંજ સુધી રહેવાનો છું." માએ કહ્યું, "બહુ સારૂં, તું રહેજે." "પણ મા, મને ભુખ લાગશે તે?" "વારૂ, થોડું ખાવાનું સાથે લઈ જજે." "બહુ સારૂં મા, ત્યારે તો મને રોટલી, અને મારા બાપા ગઇ કાલે જે માછલી પકડી લાવ્યા છે તેમાંથી બે આપજે, હોં." તેથી તેની માએ પાંચ નાની રોટલી અને બે માછલી તેને બાંધી આપી. તે લઈ છોકરો ખુશી થતો થતો સરોવર તરફ ગયો.

**છોકરો લોકના ટોળા પાછળ ચાલ્યો.**—જ્યારે છોકરો સરોવર પર પહોંચ્યો ત્યારે તેણે જોયું કે અહિં મારી બરોબરીનો કોઇ છોકરો

નથી, પણ આતો મોટા માણસો કોઇ દિશા તરફ દોડે છે. એક માણસને છોકરાએ પુછ્યું કે, અરે! તમે ક્યાં જાઓ છો? તે માણસે જવાબ આપ્યો કે, શું તને ખબર નથી કે મહાન ગુરૂ જેણે ઘણાં ચમત્કારિક કામ કીધાં જેવાં કે આંધળાને દેખતા કીધા ને લંગડાને સાજો કીધો તે આવ્યો છે? અને હોડીમાં બેસીને તેના શિષ્યો સાથે તે સરોવરને પેલે પાર ગયો છે અને અમો બધા તેનું દર્શન કરવા અને તેની મધુર વાણી સાંભળવા કાંઠે કાંઠે દોડીને ત્યાં જવા માગીએ છીએ. છોકરાએ કહ્યું, તો બહુ સારૂં, હું પણ ત્યાં આવીશ; એમ કહીને તે તેમની સાથે દોડવા લાગ્યો.

**છોકરો ઇસુનો બોધ સાંભળે છે.**—છોકરો જ્યારે સરોવરને સામે કાંઠે પહોંચ્યો ત્યારે તેને માલુમ પડ્યું કે, હજી ઇસુ તો અહીં આવ્યો નથી, તેથી પોતાની બરાબરીના છોકરાઓ સાથે રમવા લાગ્યો. થોડીવાર પછી જુએ છે તો ટેકરાની બાજુમાં લોકોની મોટી મેદની તેના જોવામાં આવી. છોકરો બોલી ઉઠ્યો, અરે! આ તો મહાન ગુરૂ છે, અને લોકોને બોધ કરે છે, તેથી રમવાનું પડતું મુકી ત્યાં દોડી ગયો અને સાંભળવાને યત્ન કરવા લાગ્યો. આમતેમ ધક્કામુક્કી ખાઇ ટોળામાં પેઠો અને ઠેઠ ઇસુની પાસે જ્યાં આંદ્રયા બેઠો હતો ત્યાં જઇ ઉભો રહ્યો. ઇસુનો દયાળુ અને સુંદર ચહેરો જોવામાં અને તેની નવાઇ પમાડે એવી વાતો સાંભળવામાં તેને એટલી બધી મઝા પડી કે, ખાવાનું પણ ભુલી જઇને તે ત્યાં ને ત્યાંજ ઉભો રહ્યો.

**ઇસુ લોકોને ખાવાનું આપે છે.**—જોતજોતાંમાં સાંજ પડી. લોકો ભુખ્યા થયા ને થાકી ગયા. શિષ્યોએ ઇસુને કહ્યું કે, હવે વખત થઇ ગયો છે માટે લોકોને વિદાય કર તો સારૂં; કેમકે હજી લોકને ખાવાનું વેચાતું લેવાનું છે. પણ ઇસુએ કહ્યું, "તમે તેમને ખાવાનું આપો." તેઓએ કહ્યું, અમારી પાસે ખાવાનું નથી, અને જો આપણે વેચાતું લાવીએ તો ૨૦૦ રૂપીઆની રોટલી પણ તેઓને સારૂ બસ નહિ થાય. આ વાત જ્યારે પેલા છોકરાએ સાંભળી કે "અમારી પાસે ખાવાનું નથી," ત્યારે તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, "મારી પાસે થોડું છે," એમ કહીને પોતાનું પોટલું છોડ્યું. આંદ્રયાએ આ જોયું

ત્યારે ઇસુને કહેવા લાગ્યો કે, પ્રભુ, એક છોકરો અહિં છે; તેની પાસે પાંચ રોટલી ને બે માછલી છે; પણ એથી આટલાંને શું થાય? ત્યારે ઇસુએ કહ્યું, "લોકોને બેસાડો." પછી સો સો ને પચાસ પચાસ હારબંધ બેસાડ્યા. પછી ઇસુ આ છોકરાને કહે છે કે, "છોકરા, અહીં આવ." તે એકદમ તેની પાસે ગયો, કેમકે તેની તેને બીક લાગતી ન હતી. છોકરો આવ્યો ત્યારે ઇસુએ કહ્યું "તારૂં ખાવાનું મને આપશે? આપણે આ લોકને ખવડાવીએ." છોકરો વિચારમાં પડી ગયો કે ખાવાનું માત્ર મને બસ થાય એટલુંજ છે, તો ઈસુ આટલાથી આ બધાંને કેવી રીતે ખવડાવશે! પછી છોકરાના મનમાં આવ્યું કે બરાબર મને યાદ છે કે તેણે આંધળાને દેખતા કીધા અને લંગડાને ચાલતા કીધા છે તો કદાપિ આટલાથી પણ તે બધાંને ખવાડી શકે; માટે ગમે તેમ થાય તોપણ મારૂં ખાવાનું હું તેને આપીશ. લોકોને માટે ને છોકરાને માટે ઇસુએ પ્રાર્થના કીધી ને સ્તુતિ કરીને લોકોને કેવી રીતે ખવડાવે છે કે જેથી છોકરો પોતે અને બીજાં બધાં ધરાય છે તે વાત છોકરાંઓને સમજાવો.

**છોકરો ઘેર પાછો જાય છે.**—આપણી વાર્તાનું રહસ્ય અહીં રહેલું છે. છોકરો દોડતો દોડતો ઘેર જાય છે, કેમકે મોડું થયું છે. ઘરમાં પેસતાંજ તેની માને કહે છે કે, અરે! મા, આજ તો બહુ મઝા પડી. પછી સર્વ હકીકત તેની માને કેવી રીતે કહી હશે, એ બધી વાતનો આબેહુબ ચિતાર આપો. શું છોકરાની તેની મા સાથેની છેલ્લી વાત એવી નહિ હશે કે "લોકોને ખવડાવવાની મદદ કરવા માટે ઇસુને મેં મારૂં ખાવાનું આપ્યું. જો આવી મદદ કરવાની તક મને રોજ મળે તો કેવું સારૂં?!"

**વાર્તાની છેવટમાં.**—વિદ્યાર્થીઓ સાથે આ વાર્તા વિષે પ્રશ્નોત્તરમાં વાતચીત કરો. શું નાનો છોકરો બહુ ભુખ્યો થયો હતો? પોતાનું ખાવાનું આપી દેવું તે શું સહેલ કામ હતું? નાના છોકરાને બસ થાય એટલું ખાવાનું મળ્યું એવો બંદોબસ્ત કીધા વગર ઈસુ રહ્યો શું? શું તમે તેની જગ્યાએ હોત તો પોતાનું ખાવાનું આપી દેત? બીજાઓને મદદ આપતાં છોકરાં ઇસુને કેવી મદદ આપી શકે તે શિખવો. સોનેરી વાકય શિખવીને નીચેની પ્રાર્થના કરી તમારી

વાર્તા પુરી કરો. "હે ઇસુ, રોજ મને તારી સહાય કરવા દે, ને બીજાઓને મારે કેવી રીતે સહાય કરવી તે મને શિખવ."

**સોનેરી વાક્ય.**—"બાળક પણ પોતાના આચરણથી જણાય છે, કે તેનું કામ શુદ્ધ ને સારૂં છે કે નહિ." દૃષ્ટાંત. ૨૦; ૧૧.

---

# ભાગ ૨જો.

## પવિત્ર દિવસ, પવિત્ર ઘર અને પવિત્ર પુસ્તક.

## પાઠ ૫મો.

### સાબ્બાથ દિવસ પાળવા વિષે.

ઉત્પ. ૨; ૨, ૩. નિર્ગ. ૧૬; ૧૧-૩૦: ૨૦; ૮: ૩૧; ૧૨-૧૭.

**શિક્ષકોની તૈયારી.**—શાસ્ત્રની ઉપલી કલમો વાંચી તેનું મનન કરો. સાબ્બાથ દિવસ શું છે અને આપણે તેને કેવી રીતે પાળવો? વળી તે વિષે પ્રભુની ઇચ્છા શી છે, તે વાત તમારા મનમાં બરાબર ઠસાવો. જે શહેરમાં કે ગામમાં તમો આ પાઠ શિખવવાના છો તે શહેર કે ગામનો વિચાર કરો કે ત્યાંનાં માણસો સાબ્બાથવાર વિષે શું સમજે છે? તમારા વિદ્યાર્થીઓ સાબ્બાથ દિવસ પાળે છે કે કેમ? સાબ્બાથ દિવસ પવિત્ર પાળવાને આ પાઠ તેમને ઉત્તેજન આપે એવી રીતે શિખવો.

**વાર્તાનો હેતુ.**—સાબ્બાથ દિવસ કેવી રીતે પવિત્ર પાળવો તે શિખવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—મારા હાથમાં આ શું છે? (પવિત્ર શાસ્ત્ર હાથમાં પકડીને). પવિત્ર શાસ્ત્ર. આ પુસ્તકને આપણે દેવનું પુસ્તક પણ કહીએ છીએ. તેમાંથી એકાદ કલમ તમારામાંથી કોઇ બોલી શકશે? (ઘણાંને બોલવા દો). જો તમો દેવળમાં બેઠેલા હો તો પુછો કે, આ ઘર કોણનું છે? દેવનું. ખરેખર આ દેવનું ઘર છે. આજે હું તમને દેવના દિવસ વિષે, એટલે સાબ્બાથવાર વિષે, વાત કરવાનો છું.

**પહેલો સાબ્બાથ દિવસ.**—દેવે આ સુંદર જગત કેવી રીતે ઉત્પન્ન કર્યું તે વાત તમે જાણો છો? આ જગત ઉત્પન્ન થયાને હજારો વર્ષ થઇ ગયાં છે. પવિત્ર શાસ્ત્ર કહે છે કે, જ્યારે 'આદિએ' દેવે સૃષ્ટિ ઉત્પન્ન કીધી ત્યારે આ સૃષ્ટિનું કામ ૭ દિવસમાં પુરૂં કીધું. એ કામ વિષે તમે કંઈ જાણો છો? પ્રભુએ સૂર્ય, તારા, બધા પહાડો અને પર્વતો, બધી જાતનાં સુંદર ફુલઝાડો, અને ફળઝાડો અને પશુ પક્ષી વિગેરે બધું ઉત્પન્ન કીધું. તે ઉપરાંત તેણે આદમ અને હવાને ઉત્પન્ન કરી એક સુંદર વાડીમાં મુકયાં. ૭ દિવસ કામ કરીને પરમેશ્વરે આ સુંદર સૃષ્ટિનું કામ પૂર્ણ કર્યું ને તેણે જે સર્વ ઉત્પન્ન કર્યું તે જોયું તો તે સર્વ સુંદર હતું, તેથી તે ખુશી થયો. ત્યાર પછી તેણે શું કીધું? પવિત્ર શાસ્ત્ર (હાથમાં પકડીને) કહે છે કે, "સાતમા દિવસે તે સ્વસ્થ રહ્યો," અને સાતમા દિવસને તેણે સાબ્બાથ દિવસ એટલે વિસામાનો દિવસ કીધો, અને પવિત્ર ઠરાવ્યો. એ દિવસે તેણે કંઇ કામ કીધું નહિ.

**પવિત્ર દિવસ.**—પછી દેવે માણસોને કહ્યું કે, જેમ મેં કીધું તેમ તમે પણ કરો. તમારે ૭ દિવસ કામ કરવું પણ સાતમા દિવસે કંઈ કામ કરવું નહિ, પણ વિસામો લેવો; અને જેમ આ દિવસ મેં પવિત્ર ઠરાવ્યો તેમ તમે પણ પવિત્ર ઠરાવી પાળો. સાબ્બાથ તે પ્રભુનો દિવસ છે, તેથી સાતમાનો એક દિવસ પ્રભુને માટે અલગ રાખવો જોઇએ. પણ લોકો હમેશાં સાબ્બાથ દિવસ પવિત્ર પાળતા નથી. તમારા ગામ કે શહેરના લોક આ દિવસ પવિત્ર પાળે છે?

**આ દિવસનો ભંગ થયાનો દાખલો.**—કેટલોક વખત વીતિ ગયા પછી લોકો આ દિવસ સંબંધીની દેવની આજ્ઞા ભુલી ગયા. એક વખતે પ્રભુના પુષ્કળ લોકો એક મોટા અરણ્યમાં થઇને જતા હતા, જ્યાં ખાવાનું કે પીવાનું કોઇ જગ્યાએ મળે નહિ. એવા વખતમાં પ્રભુએ તેમને ખાવાને 'માન્ના' નામનું અન્ન આકાશથી મોકલ્યું. દર સવારે આ માન્નાથી જમીન ઢંકાઇ જતી હતી, અને લોકો રોજ સવાર તથા સાંજ માટે જેટલું જોઈએ તેટલું એકઠું કરી ઘેર લાવતા હતા, અને તે સાંજ સુધીમાં થઈ રહેતું. પણ છઠ્ઠા દિવસે લોકો બે દિવસને માટે એકઠું કરે એવી દેવે તેમને આજ્ઞા કરી, એ માટે કે સાબ્બાથ દિવસે આ અન્ન એકઠું

કરવા જવાની તેમને જરૂર પડે નહિ, કેમકે સાબ્બાથ દિવસ વિસામાનો દિવસ તેમજ પવિત્ર દિવસ હતો. ઘણાખરા લોકોએ પ્રભુની આજ્ઞા પ્રમાણે કીધું, પણ કેટલાક લોકો, બમણી મહેનત કોણ કરે એમ સમજી નિયમ પ્રમાણે ફક્ત એકજ દિવસને માટે જોઇએ તેટલું એકઠું કરી ઘેર લાવ્યા. પણ એવું બન્યું કે પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે નહિ કરવાથી બીજે દિવસે તેમને પસ્તાવો થયો, કેમકે બીજે દિવસે, એટલે સાબ્બાથ દિવસે, હમેશની માફક તેઓ 'માન્ના' એકઠું કરવા ગયા પણ ત્યાં માન્નાનું નામનિશાન પણ તેમના જોવામાં આવ્યું નહિ. કેમકે પ્રભુએ સાબ્બાથ દિવસે કંઇ પણ 'માન્ના' મોકલ્યું ન હતું, અને તેથી કરીને તે દિવસ તેઓને ભુખ્યા રહેવું પડયું. આ વાતથી તેઓને પ્રભુની આજ્ઞા પાળવા માટે સારી નસિયત મળી.

**ચોથી આજ્ઞા.**—આ બનાવ બન્યાને થોડો વખત થયો ત્યારે પ્રભુના લોકે એક મોટા પર્વતની તળેટીમાં મુકામ નાખ્યો હતો, ત્યારે પ્રભુએ તેમને માટે પત્થરની બે પાટી ઉપર દશ મોટા નિયમ પોતાને હાથે લખીને તેમને આપ્યા. આ નિયમોને આપણે શું નામ આપીએ છીએ તે તમે જાણો છો? દશ આજ્ઞા. આ આજ્ઞાઓમાંથી કોઇ આજ્ઞા તમે જાણો છો? તેમાંની ચોથી આજ્ઞા તે (સોનેરી વાકય) આ છે કે, 'સાબ્બાથ દિનને પવિત્ર પાળવાને તું તેનું સ્મરણ રાખ.'

**વાર્તાની છેવટમાં.**—તમે શું કામ કરો છો? તમારાં માબાપ શું કામ કરે છે? (છોકરાંને જવાબ આપવા દો.) વિશ્રામવારને દિવસે પણ તમે તે કામ કરો છો? વિશ્રામવારે આપણે કેવાં કામ કરવાં? પ્રાણીઓને ખવડાવવા જેવાં ખરેખરી અગત્યનાં કામ. જો સાબ્બાથને દિવસે 'માન્ના' એકઠું કરવા જવું પ્રભુના લોકોને માટે અયોગ્ય હતું તો વિશ્રામવારે બજાર લેવા જવું તે શું યોગ્ય છે? ખરેખર અયોગ્ય છે. તો આપણે શું કરવું? (છોકરાં સાથે તે વિષે વાત કરો). વિસામો લેવો, પ્રભુની સ્તુતિનાં ગીતો ગાવાં, ભજન કરવા જવું, પવિત્ર શાસ્ત્ર વાંચવું, પરમેશ્વર વિષે વિચાર કરવો અને પ્રાર્થના કરવી. હવે આપણે પ્રાર્થના કરીએ કે, "હે પ્રભુ, અમોને રોજ રોજ સારા બનાવ. કામ કરવાના દિવસોમાં અમે કામ કરીએ માટે અમને મદદ કર, ને સાબ્બાથ દિવસ, જે તારો પવિત્ર દિવસ છે, તેમાં વિસામો લઇએ અને તારી ભક્તિ કરીએ."

**સોનેરી વાક્ય.**—"સાબ્બાથ દિવસને પવિત્ર પાળવાને તું તેનું સ્મરણ રાખ." નિર્ગ. ૨૦; ૮.

---

## પાઠ ૬ ઠો.

### પરમેશ્વરનું ઘર કેવી રીતે બંધાયું?

૧ કાળ. ૨૯; ૧-૧૯. ૨ કાળ. ૨; ૧-૭, ૧૩.

**શિક્ષકોની તૈયારી.**—આ પાઠને માટે શિક્ષકોએ ઘણી તૈયારી કરવાની છે. શાસ્ત્રવાંચન જો કે જરા લાંબું છે એમ છતાં તે વિશેષ કાળજીપૂર્વક વાંચવું જોઇએ. મંડપને માટે જે અર્પણો લોકો લાવ્યા તે વિષે નિર્ગ. ૩૫માં લખવામાં આવ્યું છે. દેવનું ઘર બાંધવા માટે દાઉદે જે જે કારણો બતાવ્યાં છે તેનું એક ટીપ્પણ કરો. સોનું, રૂપું અને બીજો સરસામાન દાઉદે કેવી રીતે એકઠો કરી તેને માટે તૈયારી કરી અને પોતે કેટલું બધું આપ્યું તેની નોંધ લ્યો. લોકોએ આ કામને માટે કેવી કેવી મદદ કરી અને કેવાં કેવાં કામ મફત કરવામાં આવ્યાં (ખાણ ખોદી પત્થર કાઢવા વિગેરે) એ વાતો તમારા મનમાં ઠસાવો.

**વાર્તાનો હેતુ.**—પ્રભુના લોકની બક્ષીસોથી પ્રભુનું ઘર કેવી રીતે બંધાય તે દર્શાવવાનો.

**છોકરાં માટે પાઠનો નમુનો.**

**આરંભ**—જો તમારી સાબ્બાથશાળા દેવળમાં હોય તો દેવળમાં જવા વિષે વાત કરો. દેવળ શાના જેવું છે? આપણે ત્યાં શા માટે જઇએ છીએ? જો તમારી સાબ્બાથશાળા ગામડામાં હોય અને ત્યાં દેવળ ન હોય અને છોકરાંએ કદી દેવળ જોયું ન હોય તો છોકરાંને પુછો કે હિંદુ લોક શા માટે દેવળ બાંધે છે? (મૂર્તિપૂજા કરવા). મુસલમાન લોક શા માટે મસ્જીદ બાંધે છે? (પ્રભુની પ્રાર્થના કરવા). ત્યારે એજ પ્રમાણે ખ્રીસ્તી લોક પરમેશ્વરનું ભજન કરવા દેવળ (મંદિર) બાંધે છે, અને પરમેશ્વરના લોકોએ પ્રથમ મંદિર કે દેવનું ઘર કેવી રીતે બાંધ્યું, તે વિષે આજે તમને હું કહેવાનો છું.

**વાર્તા.**

**દાઉદની એ વિષે યોજના.**—દાઉદ નામનો એક બહુ ભલો રાજા યરૂશાલેમ શહેરમાં રહેતો હતો. તેને ગાવા વગાડવાનો ઘણો શોખ હતો. તેણે પ્રભુની સેવા માટે ઘણાં મધુર અને સુંદર ગીતો રચ્યાં છે, અને તે ગીતો લોકો ગાતા હતા. આ ગીતોમાંનાં કેટલાંક ગીત આ પુસ્તક(શાસ્ત્ર હાથમાં પકડી)માં સમાયલાં છે. કોઈ વખતે આપણે તેમાંનાં કેટલાંક ગીત શીખીશું. એક દિવસ એવું બન્યું કે, દાઉદ રાજા પોતાના મહેલની અગાસીમાં ફરતો હતો ત્યાંથી જે મંડપ કે તંબુમાં પ્રભુની ભક્તિ થતી હતી, તે પર તેની નજર પડી. (આ મંડપ કેવી રીતે બાંધવામાં આવ્યો હતો તે ગયા વર્ષના ૧૯મા પાઠમાં તમે શીખી ગયાં છો.) આ વખતે તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, હું કેવા સુંદર અને ભવ્ય મહેલમાં રહું છું, ને મારા લોકોને રહેવા માટે કેવાં કેવાં સુંદર મકાનો છે, પણ પરમેશ્વરની ભક્તિ કરવા માટે મંદિર કે પ્રભુનું ઘર બાંધવામાં આવ્યું નથી. હું તેને માટે ઘર બંધાવીશ.

**દાઉદે કીધેલી તૈયારી.**—દાઉદે યાજકોને તથા લોકોને એકઠા કરીને જણાવ્યું કે, મારે પોતાને રહેવા માટે સુંદર અને ભવ્ય મહેલ છે અને તમારે રહેવાને સુંદર મકાનો છે, પણ પ્રભુની ભક્તિ કરવા માટે પવિત્ર ઘર કે મંદિર બાંધવામાં આવ્યું નથી એ દુઃખની વાત છે. માટે આપણે તેને માટે એક મંદિર બાંધવું જોઇએ. જુઓ, સોનું, રૂપું, જવાહિર ઇત્યાદિ સામાન હું લાવ્યો છું તો હવે તમે શું આપશો? ત્યારે લોકોએ તેમનાથી જેટલું બની શકે તેટલું આપ્યું. કોઈ સોનું, કોઇ રૂપું, કોઇ જવાહિર, કોઇ ઘરેણાં અને એમ જે કંઇ તેમની પાસે હતું તે તેઓ લાવ્યા, અને એમ ગરીબ અને ધનવાન દરેક માણસના આપવાથી પુષ્કળ પૈસાનો અને સામગ્રીનો ઢગ થઈ ગયો.

**પ્રભુનું ઘર બંધાય છે.**—પણ દાઉદથી દેવનું ઘર બંધાયું નહિ. તે મરણ પામ્યો, પણ ત્યાર પછી તેનો પુત્ર સુલેમાન રાજા થયો, અને તેણે આ ઘર બાંધવાનો આરંભ કર્યો. તેણે દેશનાં જુદાં જુદાં ગામના ચતુર કારીગરોને બોલાવ્યા; તેમજ સરસામાનનો ઉત્તમ ભંડાર એકઠો

કીધો તેનું વર્ણન કરો. વળી સ્ત્રીઓ, પુરૂષો અને છોકરા કેવી રીતે કામે વળગ્યાં, એટલે કેટલાક પુરૂષો પત્થર પર કોતરકામ કરતા, કેટલાક પત્થર વહેરતા, કેટલાક પાયો ખોદતા, કેટલાક દિવાલો ચણતા અને કેટલાક નકશીકામ કરતા હતા. સ્ત્રીઓ મંદિરના પડદા તૈયાર કરતી અને બાળકો તેમનાથી થઇ શકે એવાં કામમાં મદદ કરતાં હતાં. આ વિષે તેમજ સોનારૂપાનાં કીમતી વાસણો વિષે આબેહુબ વર્ણન કરો. જ્યારે દિવાલો તૈયાર થઇ ત્યારે અંદરની બાજુએ સોનાથી મઢેલાં પાટીઆં જડવામાં આવ્યાં. જ્યારે આ મંદિરનું બધું કામ પૂર્ણ થયું ત્યારે એમ દેખાયું કે આના જેવું સુંદર મકાન કોઇ પણ રાજ્યમાં ન હતું. હવે વિચાર કરો, કે કેટલા બધા માણસોએ આ મંદિર બાંધવાને મદદ આપી. હું ધારૂં છું કે, કેટલાક એવા પણ હશે કે જેમણે કંઇ પણ મદદ આપી નહિ હશે. પણ જ્યારે ઘર તૈયાર થયું ત્યારે તેઓ કહેતા હશે કે પ્રભુનું ઘર બંધાયું, પણ આપણે તેમાં કંઇ મદદ આપી નથી એ બહુ અયોગ્ય થયું, એમ કહી તેમનું મન તેમને મારતું હશે, અને તેઓ બહુ શરમાઇ ગયા હશે એમ શું તમને લાગતું નથી?

**મંદિરનું સમર્પણ.**—જ્યારે આ પવિત્ર ઘર બાંધવાનું પૂર્ણ થયું ત્યારે સુલેમાન રાજાએ પ્રભુને તે અર્પણ કર્યું. આ ઉત્સવમાં રાજાએ બધા લોકોને બોલાવીને એક મોટો ભવ્ય મેળાવડો કીધો. આ મેળાવડો કેટલાક દિવસ સુધી ચાલ્યો હતો. જેઓએ આ ઇમારત કે ઘર બાંધવામાં જુદા જુદા પ્રકારની મદદ કરી હશે તેઓને આ પ્રસંગે કેટલો બધો આનંદ થયો હશે?

**આ મોટા મેળાવડાનું વર્ણન કરો.**—દૂર દૂર જગ્યાનાં સ્ત્રી, પુરૂષ અને છોકરાંનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. હજારો લોકોનો મોટો સમુદાય એકઠો થયો. તેઓએ મહા આનંદે પ્રભુની સ્તુતિ કીધી અને સ્તોત્રગાયન પુરૂં થતાં રાજાએ ઘુંટણીએ પડી મોટે સાદે પરમેશ્વરની પ્રાર્થના કરી. આ વખતે પ્રભુનો ગૌરવ આકાશમાંથી ઉતર્યો અને પ્રભુના ગૌરવથી ઘર ભરાઈ ગયું. બધા લોકે ઘુંટણીએ પડી પ્રભુનું ભજન કીધું, અને કહ્યું કે, તે "મહેરબાન છે, કેમકે તેની કૃપા અનંતકાળ છે."

**વાર્તાની છેવટમાં.**—પુછો કે પ્રભુનું ઘર શા માટે બાંધવામાં આવ્યું? પૈસા ને સામગ્રી કોણે પુરાં પાડયાં? એમાં દરેકે મદદ કરી. કામ કોણે કર્યું? તમારા ગામમાં પ્રભુ માટે ઘર છે કે? જો કોઇ પૈસા, કોઇ પહેરવાના દાગીના, કોઈ લાકડાં, કોઇ ઇંટો અને કોઈ પોતાની જાતમહેનત આપે તો તમારા ગામમાં પ્રભુને માટે શું ઘર ન બંધાય? સોનેરી વાકય શિખવો, અને પ્રાર્થના કરો કે "ઓ પ્રભુ, અમે તને જે આપી શકીએ, તે પછી પ્રેમ હોય કે આજ્ઞાંકિતપણું હોય, પૈસા હોય કે સેવા હોય તે બધું અમે તને આપીએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાકય.**—"પ્રત્યેક પોતાની શક્તિ મુજબ આપે." પુન. ૧૬; ૧૭.

---

## પાઠ ૭મો.

### રાજા અને પ્રજા પ્રભુના ઘરને સમારે છે.

૨ કાળ. ૨૪; ૧-૧૪.

**શિક્ષકોની તૈયારી.**—યોઆશનો પ્રાણ કેવી રીતે બચ્યો અને તેને પ્રભુના ઘરમાં કેવી રીતે સંતાડી રાખ્યો અને સાત વર્ષની ઉંમરે કેવી રીતે રાજા થયો એ બધી વાત જાણવા માટે ૨ કાળ. ૨૨; ૧૦-૧૨ અને અધ્યાય ૨૩મો વાંચવો જોઇએ, એટલુંજ નહિ પણ તમારી વાર્તાના મુદ્દા શોધી કાઢવા માટે ૨ રાજા. ૧૨ પણ વાંચો.

**વાર્તાનો હેતુ.**—પ્રભુના મંદિર વિષે છોકરાંના મનમાં પ્રીતિભાવ અને ભક્તિભાવ ઉત્પન્ન કરવાનો.

### છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—પાછલા પાઠની વાર્તાનું સ્મરણ કરાવતાં દેવના સુંદર ઘર વિષે કેટલાક સવાલો પુછો. આ ઘર કોણે બંધાવ્યું? બાંધવાને કોણે મદદ કરી? જ્યારે સુલેમાન રાજાએ પ્રાર્થના કરી ત્યારે શું બન્યું? પાછલા પાઠની આપણી વાર્તા પ્રભુના ઘર (મંદિર) વિષે હતી, અને આજે આ ઘરને સમારવા વિષેની વાત હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**રાજા.**—ઘણાં વર્ષો પર યોઆશ નામનો એક નાનો છોકરો હતો. આ છોકરો તો રાજકુંવર હતો, પણ જ્યારે તે છેક નાનો હતો ત્યારે તેનો બાપ મરણ પામ્યો. પછી તેની દાદીએ રાજ્ય કરવાના લોભથી આ બાળકના બધા ભાઇઓને મારી નંખાવ્યા અને આ બાળકુંવરને પણ મારી નાખવા શોધ્યો પણ તે જડયો નહિ, કેમકે તેની ફોઇએ અને તેની આયાએ તેને એક સુવાની કોટડીમાં સંતાડી રાખ્યો હતો. આ કુંવરને ત્યારપછી મંદિરમાં કે જ્યાં તેનો ફુવો મુખ્યયાજક હતો ત્યાં તેની પાસે લઈ જવામાં આવ્યો, અને ત્યાં તેને છ વર્ષ સુધી મંદિરમાં સંતાડી રાખવામાં આવ્યો.

**મંદિર વિષે બેદરકારી.**—હવે આ યોઆશ કુંવર જ્યારે નાનો છોકરો હતો ત્યારે તેના ફુવાની સાથે મંદિરમાં ફરતો હતો, અને તે વખતે મંદિરની ઘણીએક ભાંગતુટ તેના જોવામાં આવી, કેમકે તેની હાલત બહુ ખરાબ થઈ ગઇ હતી. સુલેમાન રાજા કે જેણે આ મંદિર બંધાવ્યું હતું તે તેની ઘણી સંભાળ રાખતો હતો, પણ તેના મરણ પછી બીજા રાજાઓએ તેમજ પ્રજાએ કંઇ ધ્યાન આપ્યું નહિ. આથી કરીને યોઆશના જોવામાં કાઠમાળ ભાગેલો, દરવાજા તુટેલા, પત્થરો ખસી ગએલા અને ચુનો ઉખડી ગએલો જોવામાં આવ્યાં. આવા ભાગેલા તુટેલા મંદિરમાં લોકોને ભજન કરવા જવું ઠીક લાગ્યું નહિ. તેમજ યાજકને પણ આથી દુઃખ લાગતું હતું. એક દિવસ એવું બન્યું કે યોઆશે જ્યારે તેના ફુવા પાસેથી આ મંદિરની પહેલાંની શોભા વિષે સાંભળ્યું ત્યારે તેણે પોતાના મનમાં કહ્યું કે, જો હું રાજા થઇશ તો પ્રભુના મંદિરને ફરીને ઉત્તમ હાલતમાં લાવીશ.

**રાજા લોકોની સહાય માગે છે.**—યોઆશ સાત વર્ષનો થયો ત્યારે તે રાજા થયો. તે જરા મોટો થયો ત્યારે તેણે કહ્યું, 'હવે મારે પ્રભુના ઘરની મરામત કરવી જોઇએ.' યાજકો તથા બીજા મદદગારોને આ કામને માટે પૈસા એકઠા કરવા કેવી રીતે બોલાવ્યા અને મોકલ્યા તે વિષે, તેમજ મંદિરના દરવાજા આગળ મુકેલી પૈસા ઉઘરાવવાની પેટી વિષે ધ્યાન કરો.

**લોકો મદદ કરે છે.**—કેટલાક યાજકો ઉઘરાણાની પેટી પાસે ઉભા રહીને લોકોનાં દાન લઇ પેટીના મોં ઉપર એક નાનું કાણું રાખેલું હતું તેમાં નાખતા હતા. પ્રભુનું ઘર ફરીને સારૂં ને સુંદર બનવાનું હતું તે જાણી લોકો ઘણા ખુશી થયા હતા, તેથી કરીને તેઓ ઉદાર હાથે પૈસા નાખવા લાગ્યા. પૈસાની આ પેટી જ્યારે ભરાઈ જતી હતી ત્યારે યાજકો તેને રાજાના ખજાનામાં ખાલી કરતા હતા, પણ બીજે દિવસે લોકો ફરીને પેટી ભરી દેતા હતા. એ મુજબ ઘણા દિવસ સુધી ચાલ્યું. રાજાએ કારીગરો કેવી રીતે આણ્યા, તેઓએ મંદિરને કેવી રીતે સમાર્યું, મંદિરના કામમાંથી બચેલા પૈસાનાં કેવી રીતે સુંદર વાસણો બનાવ્યાં, અને મંદિરનું સમારકામ પૂર્ણ થયું ત્યારે લોકોને કેટલો બધો આનંદ થયો વગેરે બધી વાતનો ચિતાર ચિતરો.

**વાર્તાની છેવટમાં.**—તમારી સાબ્બાથશાળા જ્યાં ભરાય છે તે જગ્યા વિષે છોકરાંને થોડી વાત કરો. તે જગ્યા દેવળમાં હોય કે નિશાળમાં હોય, પરશાળમાં હોય કે કોઈ મોટા ઝાડ નીચે હોય, ગમે ત્યાં હોય, પણ તે જગ્યાને પ્રભુના ઘર તરીકે ગણવી જોઇએ. તેને સ્વચ્છ રાખવી, તેની મરામત કરવી અને બને તેમ સારી અને સુંદર બનાવવી તે આપણી ફરજ છે. વળી તેને ભક્તિનું સ્થાન કરવું. સોનેરી વાકય શિખવો અને એવી પ્રાર્થના કરો કે, "હે પ્રભુ, આ જગ્યાને ભક્તિની ખરેખરી જગ્યા બનાવ, અને પ્રેમ તથા આદરભાવે તેને સ્વચ્છ ને પવિત્ર રાખીએ એવી અમારી સહાય કર.

**સોનેરી વાકય.**—"મારૂં ઘર પ્રાર્થનાનું ઘર કહેવાશે." માત્થી ૨૧; ૧૩.

---

## પાઠ ૮મો.

### મુસાની મારફતે આપેલા દેવના નિયમ.

નિર્ગ. ૧૯; ૧૦-૨૫ : ૨૦; ૧-૨૧.

**શિક્ષકોની તૈયારી.**—નિર્ગ. અધ્યાય ૧૯ની પહેલી કલમો વાંચી આપણે શીખીએ છીએ કે, પ્રભુના લોકો મિસર દેશમાંથી નીકળ્યા

પછી આ નિયમ તેમને ત્રીજે મહિને સિનાય પર્વતની પાસે આપવામાં આવ્યા. આ પર્વત અરણ્યમાં લાલ સમુદ્રની પાસે આવેલો છે (તમારી પાસે નકશો હોય તો જુઓ). લાલ સમુદ્ર ઇસ્રાએલી લોકોએ જે જગ્યાથી ઓળંગ્યો તે જગ્યાથી આ પર્વત ૧૨૦ મૈલને અંતરે આવેલો છે (જુઓ, પહેલા વર્ષનો ૧૭મો પાઠ). નિર્ગ. ૩; ૧માં આ સિનાય પર્વતને "દેવનો પર્વત" એવું નામ આપવામાં આવ્યું છે. વળી આજ જગ્યાએ મુસાને 'બળતા ઝાડવાનું' દર્શન થયું હતું. નિર્ગ. ૨૪ ૧૨, ૧૩ : ૩૧. પુન. ૪; ૧૦–૧૩ વાંચતાં તમને માલુમ પડશે કે, દેવે આ નિયમ પત્થરની બે પાટી પર કેવી રીતે લખી આપ્યા. યાદ રાખશો કે આ પાઠનો હેતુ દશ આજ્ઞા શિખવવાનો નથી, પણ આ આજ્ઞાઓ ક્યાં અને કેવી રીતે આપવામાં આવી તે છે. પરંતુ આ વાર્તા શિખવતાં શિક્ષકોએ યાદ રાખવું કે પહેલી ચાર આજ્ઞામાં પરમેશ્વર તરફ આપણી ફરજો કેવી છે, અને છેલ્લી ૭ આજ્ઞામાં એક બીજાની સાથે આપણી ફરજો કેવી છે તે દર્શાવવામાં આવ્યું છે. શાસ્ત્ર વાંચનપાઠ ફરી ફરીને વાંચી બધી વાત તમારા મનમાં ઠસાવો.

**વાર્તાનો હેતુ.**—પરમેશ્વરના નિયમ પવિત્ર છે એમ સમજી આપણે તેને ખુશીથી પાળવા જોઈએ તે દર્શાવવાનો.

**છોકરાં માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—મુસા જ્યારે છેક નાનું બાળક હતો ત્યારે તેને પેટી (આ પેટી ડામર લગાડેલી હતી કે જેથી પાણી અંદર પેસે નહિ) માં ઘાલી નદીમાં વહેતો મુકયો હતો તે વાત તમને યાદ છે કે? (કદાપિ કોઇ આ વાત ટુંકામાં કહેશે). મુસા ઇસ્રાએલ લોકને લાલ સમુદ્રની પેલી પાર લઇ ગયો તે વાત તમને યાદ છે? આજે હું તમને મુસા વિષે એક નવી વાત કહેવાનો છું એટલે ઇસ્રાએલીઓ માટે તથા આપણ સર્વને માટે પ્રભુએ મુસાને કેવા નિયમ આપ્યા તે વિષે.

**વાર્તા.**

**છાવણી.**—પ્રભુના લોકે એટલે ઇસ્રાએલ લોકે ત્રણ મહિનાં સુધી મુસાફરી કરી. પ્રભુ આ લોક પર બહુ મહેરબાન હતો. તેણે તેમને

આકાશી અન્ન ખવડાવ્યું. (તમને એ વાત યાદ છે કે? શા માટે તેઓ સાબ્બાથવારે ‘માન્ના’ એકઠું નહોતા કરતા?) મુસા આ લોકનો સરદાર હતો, પણ દિવસે વાદળસ્તંભ અને રાત્રે અગ્નિસ્તંભ તેમને રસ્તો બતાવનાર હતા. મુસાફરી કરતાં કરતાં તેઓ સિનાય પહાડ આગળ આવ્યા કે જ્યાં આગળ તેમને પ્રભુનું દર્શન થવાનું હતું. આજ જગ્યાએ મુસા પોતાના સસરાનાં ઘેટાં ચરાવતો હતો. લાંબી મુસાફરી કર્યાં પછી આ પહાડની તળેટીમાં તેમણે જ્યારે છાવણી કરી ત્યારે તેમને ખરેખર ઘણો આનંદ થયો હશે.

**તૈયારી.**—જ્યારે બધા લોક છાવણીમાં ગોઠવાઈ ગયા ત્યારે પ્રભુએ મુસાને કહ્યું કે, “લોકોને કહે કે, આ પવિત્ર પર્વત છે, માટે કોઇ માણસે તેના પર ચઢવું કે અડકવું કે પાસે આવવું નહિ. છાવણીની આજુબાજુ હદ ઠરાવો કે કોઈ માણસ તે હદ ઓળંગે નહિ. કેવળ માણસ એટલુંજ નહિ પણ કોઇ જનાવર પણ પર્વતને અડકશે તો તે ઠાર માર્યાં જશે. ત્રણ દિવસ પછી હું પર્વત ઉપર ઉતરીશ માટે લોક નાહી ધોઇને શુદ્ધ અને સ્વચ્છ થાય.” પ્રભુના કહેવા પ્રમાણે લોકે કીધું એટલે નાહી ધોઇને તેઓ તો પવિત્ર દેવના આવવા માટે તૈયાર થયા.

**પર્વત ઉપર પ્રભુની હાજરી.**—ત્રીજે દિવસે ભયંકર ગર્જના, વિજળી, પર્વત ઉપર ઘાડું વાદળ તથા રણશિંગડાનો બહુ મોટો અવાજ થયો તથી છાવણીના સર્વ લોક ધ્રુજ્યા. પછી મુસાએ દેવને મળવા સારૂ સર્વ લોકને છાવણી બહાર કાઢયા. આખો પર્વત ધુમાડાથી ભરાઈ ગયો ને દેવ યહોવાહ તે ઉપર અગ્નિદ્વારે ઉતર્યો.

**પ્રભુ મુસાને પર્વત ઉપર બોલાવે છે.**—પહાડ પરનો અવાજ વધારે ને વધારે મોટો થવા લાગ્યો ત્યારે મુસાએ દેવ સાથે વાત કરી ને દેવે મુસાને પર્વત ઉપર બોલાવ્યો. (શું તમને નથી લાગતું કે મુસાએ ધુમાડા અને અગ્નિથી ઘેરાયલા પર્વત ઉપર ચઢવાને બહુ હિમ્મત ધરી કહેવાય?) પછી ત્યાં પ્રભુએ મુસા સાથે વાતચિત કરી અને લોકો માટે નિયમ આપ્યા. પછી પ્રભુએ મુસાને કહ્યું, નીચે જઇને ફરી એકવાર લોકને કહે કે, તેઓ પર્વત પાસે આવે નહિ. મુસાએ કહ્યું, પ્રભુ, તારા

કહેવા પ્રમાણે અમે છાવણીની આસપાસ હદ ઠરાવી છે કે તે હદને કોઇ ઓળંગે નહિ. પછી મુસા ઉતર્યો ને પ્રભુએ તેમના ઉપર કેવા કેવા ઉપકારો કર્યાં હતા તેનું નીચે પ્રમાણે સ્મરણ કરાવ્યું—

પ્રભુએ તમને જુલમી હાકેમના હાથથી છોડાવી અરણ્યમાં આકાશી અન્નપાણીથી તમારૂં પોષણ કર્યું, અને હવે તમારૂં ભલું કરવાની ઇચ્છા રાખીને તમને કેટલાક નિયમ આપે છે. આ નિયમ તે જુલમી નિયમ નથી પણ સારા છે, કેમકે પ્રભુ જાણે છે કે નિયમપાલન વગર તમારૂં ભલું થનાર નથી. આ બધી વાતો સાંભળીને લોકોનાં મન પ્રીતિથી ભરપુર થયાં અને દેવની સ્તુતિ કીધી. જેના પર તમે પ્રીતિ કરો છો તેની આજ્ઞાઓ પાળવાને શું તમને આનંદ થતો નથી? તેમ આ લોકોને પણ થયું.

**નિયમ આપે છે.**—પ્રભુએ તેમને દશ નિયમ (આજ્ઞાં) આપ્યા. આમાંના ચાર નિયમમાં પરમેશ્વર પ્રત્યે માણુસની શી શી ફરજો છે તે દર્શાવવામાં આવ્યું છે. તમારે કદિ મૂર્તિ બનાવવી નહિ, ને તેની સેવા કરવી નહિ, પણ એકજ જીવતા દેવ પર પ્રીતિ કરવી અને તેનીજ સેવા કરવી. તેનો પવિત્ર દિવસ પાળવો અને તેનાજ નામનો મહિમા કરવો. ત્યાર પછી બાકીના છ નિયમમાં માણુસની એક બીજા પ્રત્યે કેવી કેવી ફરજો છે તે દર્શાવવામાં આવ્યું છે. એટલે તમારે માબાપને માન આપવું અને તેની આજ્ઞાઓ પાળવી, તમારે કોઇને મારી નાંખવું નહિ, ચાલમાં પવિત્ર થવું, જુઠું બોલવું નહિ, ચોરી કરવી નહિ; તેમજ બીજાઓની વસ્તુનો લોભ રાખવો નહિ. શું આ નિયમો સારા નથી? પરમેશ્વરના નિયમો આવા ઉત્તમ છે તે જાણી લોકો ખુશી થયા, કેમકે તેઓએ મુસાને કહ્યુ કે, "યહોવાહે જે બધું કીધું છે તે અમે કરીશું ને પાળીશું." આ નિયમ તે દસ આજ્ઞા છે, અને પ્રભુએ તેને પત્થરની બે પાટી ઉપર લખ્યા હતા. આ આજ્ઞાઓ કેવળ તેજ લોકને માટે ન હતી, પણ તમારે ને મારે પણ પાળવાની છે.

**વાર્તાની છેવટમાં.**—છોકરાંએ કયા કયા નિયમ પાળવા જોઇએ તે વિષે વાત કરો. માબાપની આજ્ઞા કે નિયમ, ગામના નિયમ, નિશાળના

નિયમ અને સૌ કરતાં વધારે પ્રભુના નિયમ, કે જે નિયમ વિષે હાલ આપણે વાત કરી તે, પાળવા જોઈએ. પ્રભુએ તમારે માટે આ જે નિયમ બાંધ્યા છે (દશ આજ્ઞા) તે સારા નિયમ પાળવાને તમારૂં મન છે! (સોનેરી વાક્ય શિખવો.) પછી કહો કે આ આજ્ઞાઓ પાળવાને આપણને પ્રભુ મદદ આપે માટે આપણે રોજ રોજ પ્રાર્થના કરવી. પ્રાર્થના—"હે પ્રભુ ઇસુ, અમારા આકાશવાસી બાપે અમને જે આજ્ઞાઓ આપી છે તે અમે પાળીએ માટે તું અમારી સહાય કર."

**સોનેરી વાક્ય.**—"યહોવાહે જે બધું કહ્યું છે તે અમે કરીશું ને પાળીશું." નિર્ગ. ૨૪; ૭.

---

## પાઠ ૯મો.

### ખોવાયલું પુસ્તક જડયું.

૨ રાજા. ૨૨; ૧-૨૦: ૨૩; ૧-૩.

**શિક્ષકોની તૈયારી.**—શાસ્ત્રના ઉપલા ભાગો સિવાય ૨ કાળ. ૩૪; ૮-૩૩ પણ વાંચો. "પ્રભુનું ઘર" તે સુલેમાન રાજાએ બંધાવેલું મંદિર હતું. તે વિષે આપણે પાઠ ૬ અને ૭માં શીખી ગયા છીએ. શાફાન ચિટણિસ તે ઘણો વિદ્વાન અને કાયદાકાનુન જાણનાર માણસ હતો. આ વાર્તા ધ્યાનપૂર્વક વાંચો અને તેમાં સમાએલા યોદ્ધાઓની અનુક્રમે નોંધ લ્યો. જો તમો તમારા વિદ્યાર્થીઓના મનપર આ વાર્તાથી આત્મિક અસર કરવા માગો છો, તો તમારી વાર્તાને એવી રીતે સણગારો કે છોકરાંને તે મનોરંજક લાગે અને તેમનું ધ્યાન વાર્તાના હેતુ તરફ ખેંચાય. છોકરાંને શિખવવા માટે પાઠનો નમુનો નીચે આપવામાં આવ્યો છે પણ કેવળ તેનોજ ઉપયોગ તમારે કરવાનો નથી, પણ નમુના માફક તમારે પોતે તમારા શબ્દોમાં વાર્તા તૈયાર કરી શિખવવાની છે.

**વાર્તાનો હેતુ.**—પવિત્ર શાસ્ત્રને પરમેશ્વરનાં વચન સમજી તે ઉપર પ્રીતિ કરવાનો.

## છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—આ શું છે? (શાસ્ત્ર હાથમાં પકડીને) પુસ્તક, હા, દેવનું પુસ્તક. ગયા અઠવાડીઆમાં મેં તમને શિખવ્યું હતું કે, પરમેશ્વરે પોતાના લોકને માટે નિયમ આપ્યા હતા અને તે પત્થરની બે પાટી ઉપર લખવામાં આવ્યા હતા. ત્યાર પછી આ નિયમો અને આદમ, હવા, કાઇન, હાબેલ, નુહ અને મુસા વિગેરે ઘણાએક પ્રભુના સેવકોની વાતો એક પુસ્તકમાં લખી એકઠી કરવામાં આવી. આ પુસ્તક કેવી રીતે ખોવાઇ ગયું અને ત્યાર પછી તે કેવી રીતે જડયું તે વિષેની વાર્તા આજે હું તમને કહેવાનો છું.

## વાર્તા.

**પરમેશ્વરનું પુસ્તક ખોવાઈ ગયું.**—થોડાં અઠવાડીઆં ઉપર આપણે દેવના સુંદર ઘર વિષે સાંભળ્યું હતું. તેમાં દેવના આ પુસ્તકને રાખતા હતા. યાજક તેમાંથી વાંચતો હતો ને લોકો તેનું સાંભળતા હતાં. પણ ધીમે ધીમે યાજકો બેદરકાર થયા અને આ પુસ્તક વાંચવું બંધ કર્યું. આથી કરીને લોકોએ પણ સાંભળવા જવાનું બંધ કર્યું, કેમકે લોકોને વાંચતાં આવડતું ન હતું. ત્યાર પછી કોણ જાણે કેવી રીતે પુસ્તક ખોવાઇ ગયું, અને બેદરકાર યાજકોએ તેની કંઇ શોધ કરી નહિ; તેમજ રાજાઓએ પુસ્તક ખોનારને કંઇ પણ શિક્ષા કરી નહિ, કેમકે રાજાઓ પણ પોતે દુષ્ટ હતા. આ પ્રમાણે લોકો પરમેશ્વરની શિખવેલી વાતો ભુલી ગયા. તેમાંની એક વાત તો આ હતી કે, તેઓએ પ્રભુના ઘરની સંભાળ રાખવી અને ત્યાં એકઠા મળી તેની ભક્તિ કરવી; અને તેઓના ધર્મગુરૂઓ જે શિખવે તે સાંભળવું. એમ કરવું તેઓ ભુલી ગયા ને દેવના ઘરની માઠી હાલત થઈ.

**સારો રાજા.**—પણ ત્યાર બાદ કેટલાક વખત પછી યરૂશાલેમમાં યોશિયાહ નામનો સારો રાજા થયો. તેના જોવામાં આવ્યું કે, પ્રભુના ઘરની સ્થિતિ બહુ બગડી ગઇ છે, કચરાથી તે ભરાઈ ગયું છે, છાપરાના મોભ ભાગી ગયા છે, અને ચુનો બધો ઉખડી ગયો છે. આ જોઇને રાજા બહુ દિલગીર થયો. એક દિવસે રાજાએ શાફાન નામના પોતાના વિદ્વાન અમલદારને બોલાવ્યો ને કહ્યું કે, તું પ્રભુના ઘરમાં જા, અને યાજકોએ લોકોની

પાસેથી ભેગા કીધેલા પૈસાનો કુલ હિસાબ કાઢ, અને કારીગરો જેવા કે, સુથાર, ઘરબાંધનાર અને કડિયા વિગેરે લાવ, અને લાકડાં અને પત્થર વિગેરે સામાન દેવના મંદિરના સમારકામ માટે ખરીદ કર (કલ. ૬, ૭).

**પુસ્તક મળ્યું.**—ઉપર મુજબ રાજાના હુકમ મુજબ મંદિરનું સમારકામ કરવા સારૂ તેઓ ગયા. ભાંગીતૂટી પડેલા ઘરમાં જે બધું પડયું હતું તેને ઝાડીઝુડી સાફ કીધું, અને ભાંગીતૂટી દિવાલોને દુરસ્ત કરી. માણસો જ્યારે આ કામ કરતા હતા ત્યારે એક યાજક પોતાને કંઈ મળે એવી આશાથી મંદિરમાં આમતેમ શોધતો હતો, એવામાં એક અંધારા ખુણામાં એક પુસ્તક પડેલું તેના જોવામાં આવ્યું. ઝટ હાથમાં લઇ તે જોવા લાગ્યો. આ પુસ્તક તે કયું પુસ્તક હશે? દેવનું જે પુસ્તક ખોવાઇ ગયું હતું તેજ આ પુસ્તક હતું. બીજે દિવસે શાફાન ચિટણિસ કામ તપાસવા આવ્યો ત્યારે આ યાજકે કહ્યું કે, “મને યહોવાહના ઘરમાંથી નિયમશાસ્ત્ર મળ્યું છે” એમ કહી તેણે તે શાફાનને આપ્યું. શાફાન તો ભણેલો માણસ હતો, તેથી તેણે આ પુસ્તક વાંચી જોયું ને ત્યાર પછી તેને રાજા પાસે લઇ ગયો ને રાજાને કહ્યું, મહારાજા સાહેબ, ‘દેવનું પુસ્તક’ મને મળ્યું છે. રાજા યોશિયાહ આ સાંભળી ઘણો ખુશી થયો અને કહ્યું કે, મને તે વાંચી સંભળાવો. પછી શાફાને તે વાંચવા માંડયું. આ વખતે ત્યાં શું બન્યું? રાજાએ રડવા માંડયું! પોતાનાં વસ્ત્ર ફાડયાં! અને કહ્યું કે આપણા બાપદાદાઓએ તેમજ આપણે આ વચનો પાળ્યાં નથી. હવે આપણે શુ કરવું? એમ કહી તેણે યાજકોને બોલાવ્યા કે તેઓ પ્રભુની ઇચ્છા જાણીને આપણને એ વિષે પ્રભુના વિચારો જણાવે. પણ યાજકો ભુંડા હતા તેથી પ્રભુ તેમને પોતાની ઇચ્છા જણાવતો ન હતો. એથી કરીને હુલ્દાહ નામની એક ભલી બાઇ, જે ભવિષ્યવાદેણ હતી, તેની પાસે ગયા, અને પ્રભુએ તેની મારફતે જણાવ્યું કે, “રાજાને જઇને કહો કે, પ્રભુ એમ કહે છે કે તમે મારા નિયમોનો ત્યાગ કીધો, ને મૂર્તિપૂજા કીધી, તેથી હું તમને સજા કરત, પણ હવે તમારૂં હૃદય નમ્ર થયું છે, ને તમે લીન થયા છો; માટે હું તમને માફ કરીશ.” પછી તેઓ સ્ત્રી પાસેથી નીકળી રાજા પાસે પાછા ગયા, ને તેને એ વાત જણાવી.

**કરાર.**—પછી રાજાએ યરૂશાલેમનાં બધાં ગામગામડાંના લોકને બોલાવ્યા. નાનાં મોટાં સર્વ પછી એકઠાં થયાં. આ એકઠા થએલા લોક કેટલા બધા હશે! તેઓ બધા પ્રભુના ઘરમાં એકઠા મળ્યા અને રાજાએ તેઓ આગળ 'દેવના પુસ્તક'માંથી પ્રભુનાં વચનો વાંચી સંભળાવ્યાં અને પછી રાજા એક મોટા થાંભલા આગળ ઉભો થયો અને પ્રભુની આજ્ઞાઓ પાળવા માટે તેણે ગંભીરતાથી કરાર કર્યો, અને એજ પ્રમાણે લોકો પણ ઉભા થયા અને તેમણે પણ તે પ્રમાણે કરવાને વચન આપ્યું આ દિવસ કેવો સુખકારક અને આનંદમય કહેવાય!

**વાર્તાની છેવટમાં.**—પવિત્ર શાસ્ત્ર છોકરાંને ફરી બતાવો અને તેમને સમજાવો કે, આ પુસ્તક તે દેવનું પુસ્તક છે. પ્રભુ આપણી પાસે શું કરાવવા માગે છે તે આ પુસ્તક આપણને કહે છે. જેમ બત્તી આપણને અંધારામાં માર્ગ દેખાડે છે તેમ આ પુસ્તક આપણને સ્વર્ગનો માર્ગ દેખાડનાર છે. સોનેરી વાક્ય શિખવો. પછી પ્રાર્થના કરો કે, "હે પ્રભુ, અમો તારો ઉપકાર માનીએ છીએ કે, તેં અમને આવું પુસ્તક આપ્યું છે. તે જે પ્રમાણે અમને કરવાને કહે તેમ અમો કરીએ એવું કરવાની સહાય તું અમને આપ. ઇસુને નામે માગીએ છીએ."

**સોનેરી વાક્ય.**—"મારા પગને સારૂ તારૂં વચન દીવારૂપ છે; તે મારા માર્ગને સારૂ અજવાળારૂપ છે." ગીત. ૧૧૯; ૧૦૫.

---

## પાઠ ૧૦મો.

### પહેલા નવ પાઠનું પુનરાવર્તન.

**શિક્ષકોની તૈયારી.**—પાછલા સર્વ પાઠની નોંધ શિક્ષકોએ ધ્યાનપૂર્વક વાંચવી.

**પુનરાવર્તનનો હેતુ.**—

(૧) છોકરાંએ પ્રભુની સેવા કેવી રીતે કરવી તે દેખાડવાનો.

(૨) સાબ્બાથ દિવસ, મંદિર અને પવિત્ર શાસ્ત્ર તરફ છોકરાંના મનમાં પ્રીતિભાવ અને ભક્તિભાવ ઉત્પન્ન કરવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**—પહેલા ભાગને '**પરમેશ્વરની સેવા કરનારાં બાળકો**' એવું નામ આપવામાં આવ્યું છે. છોકરાંએ પરમેશ્વરની સેવા કેવી રીતે કરવી તે છોકરાંને પુછીને તેમની પાસેથી કઢાવો, અને તે વિષેની ટુંકી વાત છોકરાં પાસેથી સાંભળો. વળી છોકરાં પ્રભુની સેવા કેવી રીતે કરે તે વિષે પણ પુછો.

સાબ્બાથ દિવસ કેવી રીતે પાળવો, ભક્તિ કરવાની જગ્યા વિષે કેવી ભાવના રાખવી, પવિત્ર શાસ્ત્ર ઉપર કેવી પ્રીતિ કરવી અને પ્રભુની આજ્ઞાઓ કેવી રીતે પાળવી તે શિખવવાના હેતુથી **બીજો ભાગ** લખવામાં આવ્યો છે.

જો કે બધી વાર્તાઓ કહેવાનો આજે તમને વખત મળશે નહિ, તોપણ તેમાંની એક બે પસંદ કરીને કહો; કદાપિ ૫મી અને ૯મી વાર્તા વિશેષ પસંદ કરવા જોગ છે.

---

# ભાગ ૩જો.

## પરમેશ્વરની આજ્ઞા ભંગ કરવા વિષે.

## પાઠ ૧૧મો.

### પ્રથમ પાપ.

ઉત્પ. ૩; ૧-૨૪.

**શિક્ષકોની તૈયારી.**--આદમ તથા હવાની વાર્તાનો આરંભ મળે માટે શાસ્ત્રના ઉપલા ભાગ શિવાય શિક્ષકે અધ્યાય ૨જો પણ વાંચવો. સર્પ તે પરીક્ષણ કરનાર હતો. પ્રક. ૨૦; ૨ માં આ સર્પને શેતાન કહે છે. ૧લા વર્ષના ૨૨મા પાઠનું આ જગ્યાએ તમારા અભ્યાસ માટે પુનરાવર્તન કરો, કેમકે ત્યાં આ વાર્તાનું સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે.

**વાર્તાનો હેતુ.**—આજ્ઞા તોડવી તે પાપ છે અને તેની શિક્ષા થવી જોઇએ, એ વાત છોકરાંના મનમાં ઠસાવવાનો.

## છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—પરમેશ્વરે એક સુંદર વાડી બનાવી તે વાત તમને યાદ છે કે? તેમાં કોણ કોણ રહેતાં હતાં? તેમાં કઇ કઇ સારી વસ્તુઓ હતી?

## વાર્તા.

**વાડી.**—ખરેખર આ વાડી બહુ નવાઈ જેવી હતી. સ્વચ્છ ને ટાઢા પાણીની ચાર નદીઓ, વળી માછલી અને પક્ષી, ઘેટાંબકરાં અને ઢોરઢાંક તેમાં હતાં. ઘેટાંબકરાં અને પશુઓ વાડીનાં મોટાં ઝાડોની છાયામાં વિસામો લેતાં હતાં. સઘળા પ્રકારનાં ફળઝાડો અને ફુલઝાડોથી વાડી ભરેલી હતી. આ સર્વ કેવળ આદમ અને હવાને માટે હતું. જ્યારે આદમને દેવબાપે વાડીમાં મુકયો ત્યારે આ સર્વ વાનાં તેને દેખાડવામાં આવ્યાં હતાં, અને તે વખતે દેવે કહ્યું હતું કે, હરેક ફળફુલ અને પશુપક્ષી તારે માટે છે પણ માત્ર 'ભલું ભુંડું જાણવાનું ઝાડ' જે વાડીની વચમાં છે તેનું ફળ તારે ખાવું નહિ. રહેવાને માટે આ કેવી ઉત્તમ જગ્યા હતી! આદમ અને હવા ત્યાં કેવાં સુખી હોવાં જોઇએ! ન સમજવું કે તેઓને કંઇજ કામ કરવાનું ન હતું. પણ આખો દિવસ ઝાડોની તથા જનાવરોની સંભાળ રાખવાનું કામ તેઓ કરતાં હતાં, અને સાંજે તેમનો આકાશી બાપ જ્યારે વાડીમાં આવતો હતો ત્યારે તેની સાથે તેઓ વાતો કરતાં હતાં. તેના આવવાથી તેઓ ઘણાં ખુશી થતાં હતાં કેમકે તેમનામાં કંઈ પાપ ન હતું, તેમજ તેનાથી કંઇ છુપું રાખવાનું પણ ન હતું. વળી એવું કંઇ તેમનામાં ન હતું કે જેથી તેઓ શરમિંદાં પડે.

**પરીક્ષણ.**—એક દિવસ એવું બન્યું કે, હવા આ મના કરેલા ઝાડ પાસે એકલી ઉભી હતી. ઝાડ તરફ તે જોવા લાગી તો ઝાડ બહુ સુંદર અને તેનું ફળ ખાવાને બહુ સારૂં દેખાયું. પણ તે તેને અડકી નહિ, કેમકે પ્રભુએ તેને અડકવાની પણ મના કરી હતી. પણ તે ત્યાંથી ચાલતી થઇ ત્યારે ચાલતાં ચાલતાં તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે શા માટે મારે આ ફળ નહિ ખાવું? મને લાગે છે કે ખરેખર ચાલતાં ચાલતાં તે પાછું ફરીને આ ઝાડને જોતી હશે. કોઇ કોઈ વખતે જેમ આપણા અંતઃકરણમાં કોઇ ઝીણી વાણીએ બોલતું હોય એમ

આપણને લાગે છે તેમ એક દિવસે તેણે આ ઝીણી વાણી સાંભળી. આ ઝીણી વાણી તે શેતાનની હતી (શાસ્ત્રમાં તેને સર્પ કહે છે, કેમકે આ શેતાન બધી જાતના સર્પ કરતાં વધારે નુકશાન કરનાર છે). ઝીણી વાણી એવી હતી કે, 'શું દેવે તમને એવું કહ્યું છે કે વાડીના હરેક ઝાડ પરનું ફળ તમારે નહિ ખાવું?' હવાએ તુરત જવાબ આપ્યો કે આ મના કરેલા ઝાડ સિવાય વાડીનાં બધાં ઝાડોનાં ફળ ખાવાની અમને રજા છે. જો અમે આ મના કરેલા ઝાડનું ફળ ખાઈએ તો જરૂર મરી જઈએ. પેલી ઝીણી વાણીએ કહ્યું કે ના, ના, તમે નહિ મરી જશો. હવાએ ફરીને ઝાડ તરફ જોયું. અરે! તે ફળ ખાવાને કેવી લલચાય છે! પેલી ઝીણી વાણી એવામાં તેને કહે છે કે, 'તે બહુ સરસ છે. તમે ખાશો તો જ્ઞાની થઈ જશો.'

પાપ.—હવા ફળને અડકી તો સરસ પાકેલું, નરમ અને સુગંધીદાર તેને લાગ્યું. દરમિયાન પેલી ઝીણી વાણી તેના અંતઃકરણમાં કહ્યાજ કરતી હતી કે તોડીને ખા, તોડીને ખા, અને છેવટે તેણે કેટલાંક ફળ તોડ્યાં, અને પોતાને પુછવા લાગી 'હું તે ખાઉં કે કેમ?' ઝીણી વાણીએ જવાબ આપ્યો હા, ખાને. તે જાણતી હતી કે હું જે કરૂં છું તે ખોટું કરૂં છું પણ ફળ ખાવાની તેને બહુ ઇચ્છા થઇ હતી. પેલી ઝીણી વાણી તરફ તેણે ધ્યાન આપવું ન હતું. ત્યાંથી તેણે નાસી જવું જોઇતું હતું, પણ તેમ નહિ કરતાં ત્યાં થોભી અને તેણે ફળ ખાધું.

પછી આદમ ત્યાં ગયો અને હવાએ જે કર્યું તે તેના જોવામાં આવ્યું. તે વખતે આદમે શું કહ્યું હશે તે વિષે તમે શું ધારો છો? શું તે બીધો હશે? હવાએ તેને પણ થોડાં ફળ ખાવાને કહ્યું, પણ આ વખતે આદમે કહેવું જોઇતું હતું કે, ના, હું નહિ ખાઉં. જેવી રીતે તું અનાજ્ઞાંકિત થઇ તેમ હું થવાનો નથી. પણ શું આદમે તેમ કહ્યું? ના, તેણે પણ હવાની માફક ફળ ખાઇને પ્રભુની આજ્ઞા તોડી. શું ફળ ઘણાં સ્વાદિષ્ટ હશે? એ હું કહી શકતો નથી, પણ આજ્ઞા તોડવાથી તેઓના મનમાં બીક તો ઉત્પન્ન થઇ. તેઓએ મોટાં મોટાં પાંદડાં સીવીને તેનાં વસ્ત્ર બનાવ્યાં, અને સાંજે હમેશની માફક આનંદથી પ્રભુના આવવાની રાહ જોવાને બદલે તેઓ ઝાડીમાં સંતાઇ ગયાં.

**ઠપકો.**—ત્યાર પછી દેવ બાપ વાડીમાં આવી આમતેમ ફરવા લાગ્યો તો વાડીમાં બધું શાંત લાગ્યું. ઢોરઢાંક અને પશુપક્ષી પોતપોતાની જગ્યાએ વિસામો લેતાં હતાં. આદમ તથા હવા જેમ પહેલાં હમેશાં પ્રભુને મળવાને દોડી જતાં હતાં, તેમ તેમની આવવાની રાહ જોવામાં આવી પણ ત્યાં કોઇ આવ્યું નહિ. તેઓ કેમ નહિ ગયાં હશે? તમારા બાપનો કંઇ હુકમ તમે તોડયો હોય તો શું તમે તમારા બાપ પાસે દોડી જશો કે? પ્રભુએ આદમ તથા હવાની રાહ જોઇ પણ કોઇ આવ્યું નહિ ત્યારે પ્રભુએ આદમને હાંક મારી કે, "આદમ, આદમ, તું કયાં છે?" પછી જેમ તમે કંઇ ગુન્હો કર્યો હોય, ને શિક્ષા થવાની બીક હોય ને તમારા બાપ પાસે જાઓ તેમ આદમ અને હવા માથું નીચું ઘાલીને પ્રભુ પાસે ગયાં. આદમે કહ્યું, "મેં વાડીમાં તારો અવાજ સાંભળ્યો ને હું નાગો તે માટે બીધો ને હું સંતાઇ ગયો." પછી પ્રભુએ આદમ તથા હવાને પુછ્યું, શું તમે મના કરેલા ઝાડનું ફળ ખાધું છે? તેઓએ ઉત્તર આપ્યો, હા, પ્રભુ, અમે તે ખાધું છે. આ વખતે તેઓ બહુ શરમિંદાં પડ્યાં.

**સજા.**—તમને શું એવું લાગે છે કે આથી પ્રભુ બાપ ગુસ્સે થયો હશે? ના; તે ગુસ્સે થયો નહિ, પણ આથી તેને ઘણુંજ દુઃખ લાગ્યું. 'અમે તારી આજ્ઞા તોડી છે, માટે અમો બહુ દુઃખી છીએ પ્રભુ, અમને માફ કર,' તેમના મુખથી એવું સાંભળવાને શું પ્રભુએ રાહ જોઇ નહિ હોય? પણ તેઓ તેમ બોલ્યાં નહિ, તેથી પ્રભુને લાગ્યું કે, હવે તેઓ વાડીમાં વધુ વખત રહેવાને લાયક નથી. પ્રથમ પ્રભુએ સર્પને શ્રાપ દીધો. ત્યારથી માણસજાત સર્પને ધિક્કારે છે ને તેનાથી બીહે છે. પછી આદમ તથા હવાના પાપના કારણથી વાડીની ઉત્તમતાનો નાશ થયો. તેમને વાડીરૂપ સુંદર ઘર છોડવું પડયું, વાડીનાં જનાવરો તેમનાથી ડરીને જંગલમાં જતાં રહ્યાં. દરેક જગ્યાએ કાંટા કંટાળા ઉગ્યા, અને આદમ તથા હવાને માટે હવે પેટ ભરવાને પુષ્કળ મહેનત કરવી પડી.

**વાર્તાની છેવટમાં.**—આ વાર્તા દુઃખભરેલી કેમ કહેવાય? શું આદમ તથા હવાને સજા થઇ માટે? હા, પણ તે કરતાં મોટું કારણ એ છે, કે તેઓએ પોતાના વહાલા દેવબાપની આજ્ઞા પાળી નહિ. શેતાનની

શું એવી વાણી તમે કદિ સાંભળી છે કે જે વિષે તમે જાણો છો કે આ ખોટું છે એમ છતાં તે કહે છે કે 'તે કરો.' આપણે આપણાં માબાપની, શિક્ષકોની અને પરમેશ્વરની આજ્ઞા પાળવી નહિ જોઈએ? હા. "જુઓ, યજ્ઞ કરતાં આજ્ઞાપાલન સારૂં છે." (સોનેરી વાકય શિખવો.) પ્રાર્થના—"હે અમારા આકાશવાસી વહાલા બાપ, અમે પણ તારી આજ્ઞાઓ પાળી નથી. અમને માફ કર, અને હમેશાં તારી અને માબાપની અને શિક્ષકોની આજ્ઞાઓ પાળીએ એવી સહાય કર. ઇસુના નામની ખાતર માગીએ છીએ. આમેન."

**સોનેરી વાકય.**—"જુઓ, યજ્ઞ કરતાં આજ્ઞાપાલન સારૂં છે." ૧ શમૂ. ૧૫; ૨૨.

---

# પાઠ ૧૨મો.

## સોનાનો વાછરડો.

નિર્ગ. ૩૧ ; ૧૮ : ૩૨ ; ૧-૩૫.

**શિક્ષકોની તૈયારી.**—શિક્ષકે અધ્યાય ૨૦મો પુરો વાંચવો, અને ખાસ કરીને ૨૧મી કલમની નોંધ લેવી. અધ્યાય ૨૧–૨૩ સુધીમાં જોશો તો પરમેશ્વરે લોકોની ઉત્તમ વ્યવસ્થા કરવાને માટે મુસાની મારફતે નિયમો આપ્યા તે, અને અધ્યા. ૨૪મો વાંચો તો પરમેશ્વરે જે નિયમો આપ્યા ને મુસાએ તે નિયમો કેવી રીતે લખ્યા તે તમારા જાણવામાં આવશે (નિર્ગ. ૨૪; ૪). પછી પ્રભુએ મુસાને ફરીને પર્વત ઉપર બોલાવ્યો. આ વખતે મુસા પોતાની સાથે યહોશુઆને લઇ ગયો, ને ત્યાં ચાળીસ રાતદિવસ રહ્યો (નિર્ગ. ૨૪; ૧૩, ૧૮). પછી પ્રભુએ મુસાને શું શું શિખવ્યું અને પર્વત ઉપર ચાળીશ રાતદિવસ રહેવાનું કારણ શું, એ બધું જાણવાને અધ્યાય ૨૫–૩૧ સુધી વાંચો. તેમાંથી થોડી વાત તમારી વાર્તામાં લેવાની છે એ ખરી વાત, પણ શાસ્ત્રનો આ ભાગ વાંચ્યા સિવાય તમે તમારી વાર્તા બરોબર સમજી શકશો નહિ.

**વાછરડો.**—ઇસ્રાએલીઓ જ્યારે મિસર દેશમાં રહેતા હતા ત્યારે મિસરી લોક ત્યાં વાછરડાની મૂર્તિની પુજા કરતા હતા અને તે ઇસ્રાએલીઓ હમેશાં જોતા હતા; તેથી તેઓએ હારૂનને કહ્યું કે, અમારે સારૂ દેવ બનાવ ત્યારે હારૂને વાછરડું બનાવ્યું.

**વાર્તાનો હેતુ.**—મૂર્તિપૂજાની ભુંડાઇ સમજાવવાનો.

**છોકરાં માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમે કેવી કેવી મૂર્તિઓ જોઇ છે? તે મૂર્તિઓ કેવા આકારની છે? (તે વિષે સવાલ જવાબ કરો). તેઓ શાની બનાવેલી છે? આજે આપણી વાર્તા સોનાના વાછરડાની એક મૂર્તિ વિષે છે. આ મૂર્તિને અને તેના ભજનારાઓને પ્રભુએ કેવી સજા કરી તે હું તમને કહીશ.

**વાર્તા.**

**મુસાની ગેરહાજરી.**—જ્યારે પ્રભુના લોકોએ પવિત્ર પર્વતની તળેટીમાં મુકામ કર્યો હતો ત્યારે પ્રભુએ મુસાને શા માટે પર્વત ઉપર બોલાવ્યો અને કેવી રીતે તેને દસ આજ્ઞા આપી તે વિષેની એક વાર્તા થોડા દિવસ ઉપર મેં તમને કહી હતી. હવે ફરીને પ્રભુએ મુસાને પર્વત ઉપર બોલાવ્યો. આ વખતે મુસા યહોશુઆ નામના એક જુવાનને પોતાની સાથે લઈ ગયો. તેઓ પર્વત ઉપર ચઢવા લાગ્યા ત્યારે લોકો તેમને જોતા હતા, પણ ત્યાર પછી એક મોટી વાદળીએ તેમને ઢાંકી દીધા અને તેઓ દેખાતા બંધ થયા. બધા લોકો બીધા. પણ કોઇએ કહ્યું કે બીવાનું કારણ નથી, સાંજે તેઓ પાછા આવશે. સાંજ પડી પણ મુસા આવ્યો નહિ. બીજે આખો દિવસ રાહ જોઇ અને એ પ્રમાણે રોજ રોજ રાહ જોતાં જોતાં એક અઠવાડીઉં, પખવાડીઉં, ત્રણ અઠવાડિયાં અને આખો મહીનો વિતી ગયો, પણ મુસા અને યહોશુઆનો પત્તો મળ્યો નહિ. તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે "મુસાનું શું થયું હશે? તે કાંતો ભુલો પડયો હોય કાંતો તેના પર વીજ પડી હોય ને મરી ગયો હોય; કોણ જાણે તેનું શું થયું? આપણે હવે શું કરીશું? આપણો કોઇ સરદાર નથી." હવે મુસાનો એક ભાઇ હતો

તેનું નામ હારૂન હતું અને તે યાજકનું કામ કરતો હતો. માટે લોકો તેની પાસે ગયા અને કહ્યું કે, 'અમારી આગળ ચાલવા સારૂ અમારે કાજે દેવ બનાવ, કેમકે જે માણસ અમને મિસર દેશમાંથી કાઢી લાવ્યો તે મુસાને શું થયું તે અમે જાણતા નથી.'

**મૂર્તિ.**—હારૂને કહેવું જોઇતું હતું કે હું તે નહિ બનાવું. પ્રભુએ જે કહ્યું છે તે શું તમે નથી જાણતા કે તમારે કોઈ મૂર્તિ બનાવવી નહિ અને તેની પૂજા કરવી નહિ? પણ હારૂને તેમ કહ્યું નહિ, કેમકે તેને પણ બીક લાગી. માટે હારૂને તેમને કહ્યું કે, બહુ સારૂં; હું તમારે માટે મૂર્તિ બનાવીશ. તમારાં સોનાનાં બધાં ઘરેણાં મારી પાસે લાવો. પછી લોકે તેમ કીધું. હારૂને પુછ્યું કે, કેવી જાતની મૂર્તિ તમારે જોઇએ? ત્યારે લોકે કહ્યું કે, મિસરની મૂર્તિઓ જેવી એકાદ બનાવ. તેથી હારૂને સોનાનું વાછરડું બનાવ્યું. આ જોઇ લોકો ખુશી થયા. પછી હારૂને કહ્યું કે, આવતી કાલે મોટું પર્વ પાળવામાં આવશે. બીજે દિવસે મૂર્તિને માટે તેઓ અર્પણો લઇને આવ્યા અને મોટો ઉત્સવ કરી ખાવાપીવા, નાચવાકુદવા અને ગાનતાન કરી મૂર્તિની પૂજા કરવા લાગ્યા, અને ખરો પરમેશ્વર જે તેમને એક ઉત્તમ પ્રજા કરવા માગતો હતો તેને તેઓ ભુલી ગયા.

**મુસા પર્વત ઉપર.**—લોકો આ પ્રમાણે કરતા હતા એટલામાં મુસા પર્વત ઉપર હતો ત્યારે પ્રભુ તેની સાથે, લોકોએ કેવી રીતે ચાલવું જોઇએ તે વિષે વાતો કરતો હતો. છેવટે તેમને માટે તેણે દશ આજ્ઞા પત્થરની બે પાટી ઉપર લખીને મુસાને આપી કે તે લોકો પાસે લઈ જાય. આ વખતે શો બનાવ બન્યો? પ્રભુએ લોકોને મૂર્તિપૂજા કરતાં જોયા! આથી કરીને તે ઘણો ગુસ્સે થયો અને મુસાને કહ્યું કે, આ લોકને જો; તેઓ કેવા હઠીલા લોક છે! તેઓએ કહ્યું હતું કે અમે તારી આજ્ઞા પાળીશું પણ તેઓ જુઠું બોલ્યા છે. તેઓએ મૂર્તિ બનાવી છે માટે હું તેમનો સંહાર કરીશ, અને તારા સંતાનથી એક મોટી દેશ-જાતિ ઉત્પન્ન કરીશ. પણ મુસાએ વિનંતી કરતાં કહ્યું કે, પ્રભુ, એવું ન થાય, પણ તેઓને ક્ષમા કર. પછી મુસા અને યહોશુઆ પત્થરની બે પાટી જેના પર દશ આજ્ઞા લખાઇ હતી તે લઇને નીચે ઉતરવા નીકળ્યા.

માર્ગમાં આવતાં તેમણે લોકોનો મોટો ઘોંઘાટ સાંભળ્યો ત્યારે યહોશુઆએ કહ્યું, છાવણીમાં લડાઈનો ઘોંઘાટ સંભળાય છે, પણ મુસાએ કહ્યું, મને લાગે છે કે તે ગાયનનો સાદ સંભળાય છે.

**મૂર્તિનો નાશ.**—એટલામાં છાવણી તેઓના જોવામાં આવી, જ્યાં તેઓ સોનાના વાછરડાની મૂર્તિની આસપાસ એકઠા થઇ નાચતા અને ગાનતાન કરતા હતા. આ જોઇ મુસા ઘણો ગુસ્સે થયો. પોતાના હાથમાંની પેલી પાટીઓ ફેંકી દીધી અને તેથી તે ભાંગી ગઈ. જ્યારે લોકોએ અને હારૂને મુસાને જોયો ત્યારે તેઓ બીધા અને શરમાઇ ગયા. મુસાએ પેલું સોનાનું વાછરડું લીધું અને તેને ભાંગી નાંખી અગ્નિમાં નાંખ્યું, અને તેની ખાખ કરી લોકોને પાણી સાથે પાઇ દીધી.

**લોકને સજા.**—પણ મુસાએ ઉભા થઇ કહ્યું કે, તમારે માટે આ સજા બસ નથી માટે 'યહોવાહના પક્ષનો જે હોય તે મારી પાસે આવે' એવું કહેતાં એક મોટી કોમ (લેવી) તેની પાસે આવીને ઉભી રહી. ત્યાર પછી મુસાએ કહ્યું કે, 'પ્રત્યેક માણસ પોતાની તલવાર લે' અને આ લોકને સજા કરે; અને એવું બન્યું કે, તે દિવસે લોકોમાંથી આસરે ત્રણ હજાર માણસ માર્યાં ગયા. જોકે આ લોકે પ્રભુની આજ્ઞા તોડી મૂર્તિની પૂજા કરી એમ છતાં મુસાના મનમાં લોક ઉપર પ્રીતિ હતી, તેથી કરીને આ લોક માટે મુસા પ્રભુની વિનંતી કરે છે, અને પ્રભુ તેની વિનંતી સાંભળીને કહે છે કે, હું તેમને માફ કરીશ.

**વાર્તાની છેવટમાં.**—સોનેરી વાકય શિખવો. મૂર્તિપૂજાની ભુંડાઈ અને મૂર્ખાંઇ વિષે છોકરાં સાથે વાતચીત કરી તેમને સમજાવો. પ્રાર્થના—"હે પ્રભુ, અમને તેમજ હિંદુસ્તાનના સર્વ લોકને મૂર્તિપૂજાના પાપથી બચાવ."

**સોનેરી વાકય.**—"તું પોતાને સારૂ કોઈ કોરેલી મૂર્તિ ન કર." નિર્ગ. ૨૦; ૪.

---

# પાઠ ૧૩મો.

## સોનાની લગડી.

યહો. ૭; ૧-૨૬.

**શિક્ષકોની તૈયારી.**—પહેલા વર્ષનો ૨૪મો પાઠ કાઢીને ધ્યાન આપી વાંચો. તેમજ યરેખોના ઘેરા વિષે યહોશુઆનો અધ્યાય ૬ઠ્ઠો વાંચો, અને ખાસ કરીને આ અધ્યાયની ૧૮મી અને ૧૯મી કલમ ધ્યાનમાં લો, કેમકે પ્રભુએ જે આજ્ઞા તેમને આપી હતી અને આખાને તે તોડી તે ત્યાં લખવામાં આવી છે. આપણા આજના પાઠની ૨૧મી કલમમાં આખાન પોતાના પાપનું કેવી રીતે બ્યાન કરે છે તે લક્ષમાં લ્યો. તે કહે છે કે, મેં જોયું, હું લોભાયો, મેં લીધું, મેં સંતાડયું. ચોરીના પાપ વિષેનાં આ ચાર પગથીઆં સ્પષ્ટતાથી છોકરાંના સમજવામાં આવે એવી રીતે તમારી વાર્તા તૈયાર કરી કહો.

**વાર્તાનો હેતુ.**—લોભ તે પાપ ને વળી તેથી ચોરી પણ કરવાનો સંભવ એ વાત શિખવવી.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—બીજા કોઇની વસ્તુ લેવાની ઘણી ઇચ્છા તમને કદિ થાય છે? (કઇ કઇ વસ્તુ તે છોકરાંને કહેવા દો.) એ વસ્તુ તમને કેવી રીતે મળશે? તમે તે વેચાતી લઈ શકો; કદાપિ કોઇ મિત્ર તમને બક્ષીસ આપે, અથવા તો તમે તે ઉછીની લઇ શકો છો. પણ એ સિવાય બીજા કોઇ માર્ગ છે કે? હા, ચોરી કરીને તમે લઇ શકો છો. કેટલાક લોક આ ખરાબ માર્ગે પણ બીજાની વસ્તુ લઇ લે છે, અને આજે હું તમને એ વિષે એક લશ્કરી સિપાઇની વાર્તા કહેવાનો છું. તેણે કંઇએક ચોરી લીધું અને ત્યાર પછી તેને કેવી શિક્ષા થઈ તે તમે જોશો.

**વાર્તા.**

**લશ્કરી સિપાઇ.**—ઘણાં વર્ષો પર આખાન નામનો એક લશ્કરી સિપાઇ હતો (આ સિપાઇ તે જેઓએ સોનાના વાછરડાની પૂજા કરી હતી તેમાંનો એક હતો). તે બાંધાનો મજબુત અને બહાદુર લડવૈયો

હતો. પણ તેનામાં એક દોષ હતો, એટલે કોઇની પણ સરસ ચીજ તેના જોવામાં આવે કે તે લેવાને તે ચહાતો હતો. તેના જેવા કેટલાક માણસો આપણા જોવામાં આવે છે.

**પાપ.**—એક વખતે ઘણાએક લશ્કરી સિપાઇઓએ એક મોટા શહેર પર ચઢાઇ કરી દુસ્મનોને શહેર બહાર હાંકી કાઢયા. શહેરમાં ઘણા ઘણા પ્રકારની સુંદર વસ્તુઓ આ લશ્કરી સિપાઇઓના જોવામાં આવી. પણ પ્રભુએ તેમને કહ્યું હતું કે સર્વ સોનું, રૂપું, પિત્તળ તથા લોઢું જે મળે તે પ્રભુની સેવા સારૂ મંદિરમાં લાવવું, અને બાકી બીજા બધાનો તમારે નાશ કરવો. બધા સિપાઇઓએ તેમ કીધું, પણ આખાન નામના એક સિપાઇને સોનાની એક લગડી (પાનું), બસો રૂપીઆ અને એક સુંદર અંગરખો મળી આવ્યાં એ જોઇને તે લોભાયો. આ વસ્તુઓ લેવાનો ઠરાવ તેણે કર્યો હશે ત્યારે તેની મનસ્થિતિ કેવી હશે? તે પોતાના મનને શું કહેતો હશે? વળી આ વસ્તુઓ તેણે કેવી રીતે લીધી—કેવી રીતે તેણે પોતાનાં કપડાંમાં સંતાડી—કેવી રીતે તેને પોતાના તંબુમાં લઇ ગયો—જમીન કેવી રીતે ખોદી—વસ્તુઓ તેમાં કેવી રીતે મુકી—ખાડો કેવી રીતે પુરી નાંખ્યો—આ બધી વાતો છોકરાં પોતાની નજરે જુએ એવો આબેહુબ ચિતાર ચિતરો. આખાન જ્યારે આ બધું કામ પુરૂં કરી રહ્યો ત્યારે પોતાના મનમાં કહેવા લાગ્યો કે આ સંબંધી કોઇને કંઇ ખબર પડશે નહિ, પણ આખાને જે કર્યું તે પરમેશ્વરે જોયું હતું.

**લડાઇ.**—આ બનાવ બન્યા પછી બીજે દિવસે તેઓ બીજા એક નાના શહેર ઉપર કેવી રીતે લડવાને ગયા તે જુઓ. આ શહેર બહુ નાનું હતું, તેથી તેમને લાગ્યું કે આ શહેર લેવું તે બહુ સહેલ છે. પણ એવું બન્યું કે, આ જગ્યાએ તેઓએ હાર ખાધી અને શત્રુઓએ તેમને પાછા મારી કાઢયા. આ વખતે યહોશુઆ ફોજનો સરદાર હતો. તેણે પોતાનાં વસ્ત્ર ફાડયાં, ભૂમિ પર ઉંધો પડયો—પોતાના માથા ઉપર ધુળ નાખી ને શોક કીધો. પછી પ્રભુએ તેને કહ્યું, 'ઉઠ, છાવણીમાં એક ચોર છે, તારી ફોજના એક સિપાઇએ મારી આજ્ઞા તોડી છે, તેને શોધી કાઢી સજા કર' (આ બધી વાત તરફ છોકરાંનું ધ્યાન ખેંચો).

**પાપ પ્રગટ થયું.**—પછી યહોશુઆએ લોકોનાં કુળ પ્રમાણે દરેક કુટુંબને કેવી રીતે રજુ કર્યું, અને પ્રથમ કુળને પછી કુટુંબને ને પછી આખાનને કેવી રીતે પકડયો, આખાન સાથે યહોશુઆએ કેવી રીતે વાત કરી, આખાને પોતાનો ગુન્હો કેવી રીતે કબુલ કર્યો, "મેં તે ચીજો જોઇ, મને તેનો લોભ લાગ્યો, મેં તે લીધી, મેં તે સંતાડી"—આ બધી વાતનું વિવેચન કરો.

**પાપની સજા.**—પછી યહોશુઆ આખાન અને તેના કુટુંબને તથા તેણે જે વસ્તુઓ ચોરી આણી હતી તે અને તેનાં સર્વ ઢોરઢાંક અને ઘેટાંબકરાં, વિગેરે સર્વસ્વને એક ખીણમાં લઇ ગયો અને ત્યાં તેમને પત્થરે માર્યાં, અને તે ઉપર બીજાઓને ચેતવણી આપવા માટે નિશાનરૂપ પથરાઓનો મોટો ઢગ બનાવ્યો (તે વાતનું વર્ણન કરી બતાવો).

**વાર્તાની છેવટમાં.**—આખાનના પાપ વિષે છોકરાં સાથે વાત કરો—તેણે લોભ કર્યો તેમાં તેણે શું ખોટું કર્યું? એક પાપ બીજું પાપ કેવી રીતે કરાવે છે? શું એક નજીવી વસ્તુનો લોભ કરવો તે પણ પાપ છે? હા, સોનેરી વાકય શિખવો. પ્રાર્થના—"હે પ્રભુ, બીજાની વસ્તુ લેવાની ઇચ્છા અમે ન કરીએ એવી અમારી સહાય કર, અને એક પૈ જેવી હલકી ચીજ જે બીજાની છે તે પણ અમે કદિ ન લઇએ."

**સોનેરી વાકય.**—"તારા પડોશીનું જે કંઈ હોય તે પર તું લોભ ન રાખ." નિર્ગ. ૨૦; ૧૭.

---

## પાઠ ૧૪મો.

### જુઠું બોલવું તે પણ એક પાપ છે.

પ્રે. કૃ. ૫; ૧-૧૧.

**શિક્ષકોની તૈયારી.**—આ વાર્તાનો આરંભ પ્રે. કૃ. ૪; ૩૪થી થાય છે માટે તે વાંચો. વળી તે વખતની ખ્રીસ્તી મંડળીની વ્યવસ્થા કેવી હતી તે જાણવાને અધ્યા. ૨; ૪૪-૪૭ વાંચો, અને તેમજ પહેલા

વર્ષનો ૨૬મો પાઠ પણ જુઓ. અનાન્યા અને આખાનના પાપનું મુળ તે એકજ હતું તે ધ્યાનમાં રાખશો. લોભ કરવાથી આખાને બીજાની વસ્તુ પોતે સંતાડી રાખી, અને અનાન્યાએ લોભ કરવાથી જે આપી દેવાનું હતું તે પોતે પાછું રાખ્યું, તેથી કરીને આખાને ચોરી કરી અને અનાન્યા જુઠું બોલ્યો. આ વાર્તામાં બનેલા બનાવો તમારા મનમાં બરાબર ઠસાવો, અને ત્યાર પછી તમે છોકરાંને શિખવો.

**વાર્તાનો હેતુ.**—જુઠ તરફ છોકરાંનો ધિક્કાર ઉત્પન્ન કરાવવાનો.

**આરંભ.**—ગયા અઠવાડીએ મેં તમને કયા માણસ વિષે શિખવ્યું હતું? એક લશ્કરી સિપાઇ વિષે. તમને તે સિપાઈનું નામ આવડે છે કે? તેણે શું ભુંડું કામ કીધું હતું? તમે કદિ ચોરી કરો છો કે? મને લાગે છે કે કોઇ કોઇ વખત કરો છો. છોકરા અને છોડીઓ કોઇ કોઇ વખતે એક બીજું પાપ કરે છે તે વિષે આજે હું તમને એક વાર્તા કહેવાનો છું.

**વાર્તા.**

**જમીનદાર.**—ઘણાં વર્ષો ઉપર અનાન્યા નામનો એક માણસ હતો. તેની પાસે કેટલીક જમીન હતી. તે મોટો જમીનદાર હતો કે સાધારણ ખેડુત હતો તે હું જાણતો નથી, પણ હું જાણું છું કે તે ખ્રીસ્તી થયો, અને તેની વહુ સાફીરા પણ ખ્રીસ્તી થઈ. જ્યાં તેઓ રહેતાં હતાં ત્યાં ઘણા ગરીબ ખ્રીસ્તીઓ પણ રહેતાં હતાં. જે લોક પૈસાદાર હતા, તેઓ ગરીબોને સારી મદદ આપતા હતા. એક દિવસે અનાન્યા સભામાં ગયો અને ત્યાં એક અજાણ માણસને ઉપદેશકોની સાથે જોયો, અને આ માણસને બીજા માણસો માન આપતા જોવામાં આવ્યા. આ જોઇને અનાન્યાએ પુછ્યું કે, "આ અજાણ્યો માણસ કોણ છે કે તે ઉપદેશકોની સાથે ફરે છે ને બીજા લોકો તેને માન આપે છે?" "આ અજાણ્યો માણસ તે બાર્નાબાસ છે તેની પાસે કેટલીક જમીન હતી તે વેચીને તેનું નાણું ગરીબોને આપવા માટે તે ઉપદેશકોની પાસે લાવ્યો હતો. શું તેને માન આપવું નહિ ઘટે?" એવું અનાન્યાને કહેવામાં આવ્યું.

**લાલચ.**—આ જોઈ અનાન્યાને વિચાર આવ્યો કે મારી પાસે પણ કેટલીક જમીન છે. જો હું પણ તેને વેચી નાખું અને તેના પૈસા ગરીબોને આપું તો શું મને પણ આવું માન મળશે? તે ઘેર ગયો અને બાર્નાબાસે જે કીધું હતું તે તેની વહુને કહી સંભળાવ્યું. જમીન વેચવા વિષેની તેમની વાતચીત લક્ષમાં લ્યો. તે વિષે તેઓએ કેવો ઠરાવ કર્યો હશે? તેના વેચાણના ઘણા પૈસા જોઇને તેઓ કેવાં અજાયબ થયાં હશે! વળી અનાન્યાએ જમીન કેવી રીતે વેચી હશે ને પૈસા કેવી રીતે તેને મળ્યા હશે તે વાતનો વિચાર કરો. મોટી કોથળી પૈસાની ભરાઈ ગઇ, ચોકસાઇથી તે ગણ્યા, તેને ઘેર લાવ્યો, સાફીરાએ તેને ફરીથી ગણ્યા, તેણે કહ્યું કે આ તો ગરીબોને આપવાને બહુ કહેવાય; હજી કોઇ જાણતું નથી કે આપણને જમીનના વેચાણના કેટલા પૈસા મળ્યા છે, થોડા તેમાંથી આપણે રાખીએ તો શું? એમ કહી અમુક ભાગ પોતાની પાસે રાખવાનો ઠરાવ કર્યો. તેઓએ કેટલા પૈસા રાખ્યા? કદાપિ તેમાંના અર્ધા. આ પૈસા તેઓએ કયાં સંતાડયા વિગેરે બધી વાતનું સ્પષ્ટ વર્ણન છોકરાંની આગળ કરો.

**જુઠ.**—બીજે દિવસે અનાન્યા ફરીને સભામાં ગયો. ત્યાં ઉપદેશકો અને બાર્નાબાસ પણ હતા. અનાન્યા ત્યાં ગયો અને તેમને સલામ કરીને પૈસાની થેલી ઉપદેશકોના પગ આગળ મુકી. તેણે વિચાર્યું કે હમણાં બધા લોક મને સલામ કરશે. ઉપદેશકોમાંનો એક પીતર હતો તેણે પૈસાની થેલી લીધી. બધા માણસો તેને માન આપવાને તૈયાર હતા કેમકે તેઓ પૈસા જોતા હતા, પણ તેનું અંતઃકરણ કેવું છે તે તેઓ જોઇ શકતા ન હતા. પણ પ્રભુએ અનાન્યાનું અંતઃકરણ જાણીને અનાન્યા અને તેની વહુએ શું કર્યું હતું તે બધું પીતરને જણાવ્યું; તેથી પીતરે અનાન્યાને પુછ્યું, તેં આ શું કર્યું છે? તે ભોંય તારી પાસે હતી ત્યારે શું તારી ન હતી? ને વેચ્યા પછી શું તેનું મુલ્ય તારે સ્વાધીન ન હતું? તો શા માટે મુલ્યમાંથી કંઇ તેં પાછું રાખ્યું છે? તું માત્ર મ્હોંથી જુઠું બોલ્યો એટલુંજ નહિ પણ તેં આ કૃત્યથી જુઠું કર્યું છે. તેં અમને એમ નહિ પણ દેવને જુઠું કહ્યું છે.

**સજા.**—આ શબ્દો સાંભળતાંજ અનાન્યા ફેંવો પડીને મરણ પામ્યો અને જુવાનો આવીને તેને લઇ ગયા અને દાટીને ઘેર પાછા આવ્યા તે બધી વાત છોકરાંને કહો.

**બીજું જુઠ.**—આ બનાવ બન્યા પછી ત્રણેક કલાક પછી સાફીરા સભામાં આવી. તેના મનમાં તે ધારતી હતી કે મારા ધણીને ઉપદેશકોની સાથે માનની જગ્યાએ ઉભો રહેલો જોઇશ પણ તે ત્યાં ન હતો. પીતર અને આ સ્ત્રીની વચ્ચે થએલી વાતચીત કહો. પછી આ બાઇનું શું થયું અને તેથી સઘળાંને કેવું ભય લાગ્યું તે વિષે બોલો.

**વાર્તાની છેવટમાં.**—તમને લાગે છે કે જુઠ આટલું બધુ ભયંકર છે? પ્રભુ પાપને ધિક્કારે છે ને જેઓ જુઠું બોલે છે તેઓને તે શિક્ષા કરશે. જુઠું બોલનાર કેવી રીતે ભુંડાં કામો કરે છે તે દૃષ્ટાંતથી શિખવો. સોનેરી વાક્ય શિખવો. પ્રાર્થના—"હે પ્રભુ, અમે જુઠું બોલવાના પરીક્ષણમાં ઘણીવાર આવી પડીએ છીએ, માટે અમે સત્ય બોલીએ અને સત્ય કરીએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાક્ય.**—'જુઠા હોઠ...બંધ કરો.' ગીત. ૩૧; ૧૮.

---

# ભાગ ૪થો. ઈસુના બાળપણ વિષે.

## પાઠ ૧૫મો.

### દૂતોનું ગીત અને ભરવાડોની મુલાકાત.

લુક ૨; ૧-૨૦.

**શિક્ષકોની તૈયારી.**—બેથલેહેમ. યરૂશાલેમથી ત્રણ ગાઉ દૂર બેથલેહેમ કરીને એક ગામ આવેલું હતું. આ ગામ તે દાઉદનું વતનગામ હતું. તે એક ડુંગર પર બાંધવામાં આવ્યું હતું. ડુંગરા ઉપરની જગ્યા ચારાને માટે બહુ સારી હતી અને ડુંગરાની નીચે ખીણની સપાટીમાં ફળદ્રુપ ખેતરો અને સુંદર જૈતુન વૃક્ષો આવેલાં હતાં. ગામમાં એક ધર્મશાળા હતી કે જ્યાં મુસાફરો આવીને ઉતારો લેતા હતા.

યાદ રાખો કે આજે તમારે ઈસુના જન્મ વિષેની વાર્તા કહેવાની નથી (કેમકે તે વાર્તા તો પહેલા વર્ષના ૭મા પાઠમાં આપવામાં આવી છે). માત્ર દૂતોની વધામણી અને દૂતોનું ગીત સાંભળીને ભરવાડો બાળક ઇસુ પાસે ગયા અને ત્યાંથી પાછા આવી લોકોને આ બનાવની જે વાત કરી તેજ માત્ર તમારે આજે કહેવાની છે. ભરવાડોને શું લાગ્યું, તેઓએ શું જોયું, શું કહ્યું, અને શું કર્યું, તેનું મનન કરી આજની તમારી વાર્તા તૈયાર કરો.

**વાર્તાનો હેતુ.**—ઈસુ સર્વ માણસોને આનંદ આપવા માટે આ જગતમાં આવ્યો તે દેખાડવાનો.

**છોકરાં માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમે કોઇ વખતે ઘેટાંનું ટોળું જોયું છે? આ ટોળું કોણ સાચવતા હશે? ઘેટાં દિવસે શું કરતાં હશે? તેઓ રાત્રે શું કરતાં હશે? રાત્રે તેમને કોણ સાચવતું હશે? ઉત્તમ ભરવાડોએ નાના બાળક ઇસુની શોધ કેવી રીતે કરી તે વિષેની નવાઈ પમાડે એવી વાર્તા આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**ઘેટાંપાળકો.**--અહીંથી ઘણે દૂર દેશમાં બેથલેહેમ નામનું એક ગામ આવેલું છે. ત્યાં ઘણાં વર્ષો પર આ ગામની આસપાસની સીમમાં ભરવાડો પોતાનાં ઘેટાંને ચારતા હતા. તેઓ આખો દિવસ પોતાનાં ટોળાને આમતેમ ફેરવી ઉત્તમ ચારો ચરાવતા હતા, ને વહેળા-ઓનું સ્વચ્છ પાણી પાતા હતા. સાંજ પડતાં ટોળાંને પોતાની પાસે બોલાવતા અને ઘેટાંને ગણી જોતા હતા કે કોઇ ઘેટું ખોવાઇ ગયું છે કે કેમ. પછી ટાઢ ઘણી હોવાથી ભરવાડો પોતાની ધાબળીઓ ઓઢીને ધુણીની આસપાસ સુઈ જતા. ત્યાંથી ગામની બત્તીઓ તેમના જોવામાં આવતી હતી તેથી તેમાંના એકે કહ્યું કે આજ રાત્રે ગામમાં બહુ લોક આવેલા દેખાય છે, કેમકે પરદેશીઓ પોતાનો કર ભરવા આવેલા છે. ત્યાર પછી જે નવો રાજા જનમવાનો હતો તે વિષેની વાત ચાલી. એકે પુછ્યું, આ રાજા ક્યારે આવશે? બીજાએ જવાબ આપ્યો, જો તે

આવશે તોપણ આપણે નહિ જાણી શકીએ, કેમકે આપણુ ગરીબને તે વાત કોણ કહે!

**દૂતોનું દર્શન.**—પણ જ્યારે તેઓ આમ વાત કરતા હતા એવામાં એકાએક તેમની આગળ પ્રકાશ ચમકવા લાગ્યો. તે પ્રકાશ તારાનો ન હતો. પ્રકાશ વધતો અને વધતો ગયો અને ત્યાર પછી આ મોટા પ્રકાશમાં તેઓએ એક દૂતને દીઠો. આ જોઇ તેઓ ભયભીત થયા. પણ દૂત સ્પષ્ટ અને મધુર વાણીમાં બોલ્યો કે "બીહો મા, કેમકે જુઓ, હું મોટા આનંદની સુવાર્તા તમને કહું છું, અને તે સર્વ લોકને સારૂ થશે; કેમકે આજ દાઉદના શહેર (બેથલેહેમ)માં તમારે સારૂ એક તારનાર, એટલે ખ્રીસ્ત પ્રભુ, જનમ્યો છે....તમે બાળકને લુગડે લપેટેલો ગભાણમાં સુતેલો જોશો." જ્યારે આ પ્રમાણે દૂત બોલ્યો ત્યારે પ્રકાશ વધવા લાગ્યો અને બીજા સેંકડો દૂતો આવ્યા અને ગાયન કરવા લાગ્યા. જે આશ્ચર્યકારક બાળક જનમ્યું હતું તેની સ્તુતિને અર્થે આ ગાયન હતું. તે એવું હતું કે, "પરમ ઉંચામાં દેવને મહિમા, તથા પૃથ્વીમાં જે માણસો વિષે તે પ્રસન્ન છે તેઓ મધ્યે શાંતિ." આ ગીત ફરી ફરીને તેઓ ગાતા હતા. દૂતો જેમ જેમ સ્વર્ગ તરફ પાછા જવા લાગ્યા તેમ તેમ પ્રકાશ ઝાંખો થવા અને ગીતનો સાદ પણ ધીમે ધીમે ઓછો સંભળાવા લાગ્યો.

**બાળક મળે છે.**—પછી ભરવાડોએ માહોમાંહે કહ્યું કે, આ આશ્ચર્યકારક બાળક તેજ નવો રાજા છે. ચાલો, આપણે તાકીદે જઇને તેનું દર્શન કરીએ. તેથી તેઓ ત્યાંથી લાગલાજ નીકળીને વાતો કરતા કરતા ઉતાવળથી ગામ તરફ ચાલ્યા. એક જણ બોલ્યો, આપણને તે ગભાણમાં મળશે. પછી તેઓ ખીણ ઓળંગી ગામમાં ગયા. ગામનાં ફળીઆંમાં અંધારૂં અને બધે સુમસામ જોવામાં આવ્યું, તો પણ તેઓ પેલી ગભાણ પર જલદી આવી પહોંચ્યા. તેઓ અહીં ઉભા રહ્યા ને કોઇ ન જાણે એવી રીતે તબેલાના દરવાજા આગળ આવી ડોકીયું કર્યું તો દૂતે જેમ કહ્યું હતું તેમ બાળક ગભાણમાં સુતેલું તેમના જોવામાં આવ્યું. બાળક પાસે તેની મા મરિયમ બેઠેલી હતી, યુસફ ઉભેલો હતો અને બાજુમાં ઢોરઢાંક ખાતાં હતાં. ભરવાડોએ તે પછી શું કર્યું હશે

તે વિષે તમે શું ધારો છો? મને લાગે છે કે તેઓએ બાળકને પગે પડી હાથ ફેરવી પ્યાર કીધો હશે, અને દૂતોના દર્શન વિષે તથા તેમના ગાયન વિષે જે આશ્ચર્યકારક વાત તેમણે સાંભળી હતી અને જોઇ હતી તે મરિયમ તથા યુસફને કહી હશે.

**બીજાઓને ખબર આપે છે.**—પછી ત્યાંથી તેઓ ધીમે રહીને નીકળી ગયા, પણ એટલામાં સવાર થઇ ગઇ તેથી રસ્તામાં માણસો તેમને મળવા લાગ્યા. બાળક વિષે, તેમજ દૂતોના ગાયન વિષે અને દૂતોએ તેમને જે કહ્યું હતું તે વિષે જે જે માણસો તેમને મળ્યા તેમની આગળ વાત કરતા ચાલ્યા હશે એમ હું ધારૂં છું, અને કદાપિ દૂતોનું ગીત એટલે "પરમ ઉંચામાં દેવને મહિમા" તે પણ રસ્તે ચાલતાં તેઓએ ગાયું હશે.

**વાર્તાની છેવટમાં.**—આ બાળક વિષે પ્રથમ કોણે સાંભળ્યું? તેમને કોણે કહ્યું? બાળકને જોયા પછી ભરવાડોએ શું કર્યું? તેઓએ આ બધી વાત બીજાઓને કહી. હવે આજે આપણે આ સુંદર વાત સાંભળી છે તો આપણે શું કરવું? આપણે પણ તે બીજાઓને કહેવી જોઇએ, અને વળી તેની સ્તુતિનાં ગીત પણ ગાવાં જોઇએ. સોનેરી વાકય પુછો. આપણે પ્રાર્થના કરીએ—"હે આકાશવાસી પ્રિય પિતા, ઇસુ તારનારને અમારે વાસ્તે તેં મોકલ્યો તેને માટે તારો ઉપકાર માનીએ છીએ. અમે તેની સ્તુતિ કરીએ અને તેના વિષે બીજાઓને અમે ખબર આપીએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાકય.**—"આજ દાઉદના શહેરમાં તમારે સારૂ એક તારનાર, એટલે ખ્રીસ્ત પ્રભુ, જનમ્યો છે." લુક ૨; ૧૧.

---

## પાઠ ૧૬મો.

### બાળક ઇસુ મંદિરમાં.

લુક ૨; ૨૧–૩૮.

**શિક્ષકોની તૈયારી.**—આ બાળકનું નામ દૂતોએ પાડયું હતું, અને તેનો અર્થ 'તારનાર' એવો થાય છે એ વાત જાણવાને માત્થી ૧; ૧૮–૨૫ વાંચો.

આ વાત ધ્યાનમાં રાખશો કે જ્યારે બેથલેહેમમાં આ બાળક આઠ દિવસનું થયું ત્યારે તેનું નામ ઇસુ પાડવામાં આવ્યું. ને ત્યાર બાદ આસરે એક મહિના પછી ઇસુનું સમર્પણ કરવા માટે તેને યરૂશાલેમના મંદિરમાં લઇ જવામાં આવ્યો. આ સમર્પણ કેવા પ્રકારનું હતું તે આણવા માટે જુના કરારમાંથી લેવીનો અધ્યાય ૧૨મો વાંચો. જુના કરારમાં આવતાં કોઇ નામ કહી તેનો અર્થ બતાવો (જેમકે, મુસા નામનો અર્થ [પાણીમાંથી] બહાર કાઢેલો, રૂથ નામનો અર્થ રત્ન).

**વાર્તાનો હેતુ.**—છોકરાંના અંતઃકરણમાં ઈસુ તરફ પ્રીતિ અને પૂજ્યભાવ ઉત્પન્ન કરવાનો.

## છોકરાં માટે પાઠનો નમુનો.

**આરંભ.**—છોકરાંને કહો કે પાછલા પાઠની વાર્તા ટુંકામાં બોલી જાય. તેમને પુછો કે એ બાળકનું નામ શું હતું? તે બાળકનું નામ કેવી રીતે પાડવામાં આવ્યું તે વિષેની વાર્તા આજે હું તમને કહેવાનો છું.

## વાર્તા.

**બાળકનું નામ મરિયમને જણાવવામાં આવ્યું હતું.**—આ બાળકને ઘેટાંપાળકોએ કયાં આગળ જોયું હતું? ગભાણમાં. ભરવાડોએ આ બાળક વિષે બીજાને જણાવ્યું ખરૂં, પણ તેઓને પોતાને તેનું નામ ખબર ન હતું; કેમકે તેનું નામ તે વખતે પાડવામાં આવ્યું ન હતું. હું ધારૂં છું કે જેમ આપણે કોઇ નાના બાળકનું નામ પાડયા પહેલાં તેને બાળક કહીએ છીએ તેમ તેઓ તેને બાળક નામથી બોલાવતા હશે. પણ મરિયમને અને યુસફ તો આ બાળક જનમ્યું તે પહેલાંથી તેનું નામ જાણતાં હતાં. એક દિવસે મરિયમ પોતાનાં માબાપને ત્યાં એકાંતમાં બેઠી હતી ત્યારે તેને દૂતનું દર્શન થયું. મરિયમ દૂતને જોઇને શું બી ગઇ હશે? ના. કેમકે દૂતનો ચહેરો સુંદર અને તેની વાણી પ્રેમી હતી. દૂતે મરિયમને કહ્યું, "મરિયમ, તને આ સુવાર્તા કહેવા સારૂ હું દેવથી મોકલાયો છું. દેવ તને દીકરો આપશે ને તેનું નામ તું ઈસુ પાડજે." એમ કહીને દૂત અલોપ થયો.

**આ બાળકનું નામ યુસફને પણ જણાવવામાં આવ્યું હતું.**—હવે મરિયમનું વેવિશાળ યુસફ નામના એક પુરૂષ સાથે થયું હતું. એ યુસફ સુથારનો ધંધો કરતો હતો અને પડોસમાંજ રહેતો હતો. એક રાત્રે એવું બન્યું કે, યુસફે પણ સ્વપ્નમાં સુંદર દૂતને દીઠો અને તેણે યુસફને કહ્યું કે 'ઓ યુસફ, બી મા, પ્રભુ મરિયમને દીકરો આપવાનો છે, અને તારે તેનું નામ ઈસુ પાડવું, કેમકે તે 'તારનાર' થશે.' યુસફને તે સાંભળી ઘણો આનંદ થયો. પ્રભુ કૃપા કરી મરિયમને પુત્ર આપવાનો છે, અને તેનું આવું સુંદર નામ ઇસુ પાડવાનું છે તેનો વિચાર કરતાં તે ઘણો ખુશી થયો.

**બાળકનું નામ પાડવામાં આવે છે.**—કેટલાક વખત પછી આ બાળકનો જન્મ ગભાણમાં થયો, અને મેં તમને ગયા અઠવાડીઆમાં શિખવ્યું હતું તેમ ભરવાડોએ ત્યાં જઇ તેનું દર્શન કીધું. આઠ દિવસ સુધી તેઓએ તેને ગુપ્ત રાખ્યો. પણ પછી મરિયમે દૂતે તેને જે કહ્યું હતું તે યુસફને જાહેર કીધું, અને યુસફે કહ્યું, "એજ પ્રમાણે દૂતે મને પણ કહ્યું છે. ખરે આપણે તેનું નામ ઈસુ પાડવું જોઇએ. કેવું સુંદર નામ! ઘણાએક છોકરાને તેના બાપનું કે કાકાનું કે કોઇ મિત્ર કે મોટ માણસનું નામ આપવામાં આવે છે, પણ આપણા બાળકનું નામ તે પ્રભુએ પોતે આપ્યું છે." પછી આઠમે દિવસે તેઓએ તેનું નામ 'ઈસુ' પાડયું, ને મિત્રમંડળમાં જાહેર કર્યું કે તેનું નામ ઈસુ છે.

**બાળક ઈસુ મંદિરમાં.**—આસરે એક માસ પછી મરિયમ જ્યારે સારી રીતે હરતી ફરતી થઈ, ત્યારે યુસફ અને મરિયમ પોતાના બાળક ઈસુને લઈને યરૂશાલેમના મંદિરમાં તેનું સમર્પણ કરવા ગયાં. બેથલેહેમથી યરૂશાલેમ આસરે ત્રણ ગાઉ દૂર હતું. જ્યારે તેઓ મંદિરે ગયાં ત્યારે મંદિર ઉઘાડું હતું, કેમકે તેના દરવાજા હમેશાં ખુલ્લા રહેતા હતા. લોકો પ્રાર્થના કરવા અને અર્પણો ચઢાવવા ત્યાં હમેશાં જતા હતા. યુસફે બાળક ઇસુને હાથમાં ઉંચકી લીધો હતો અને મરિયમના હાથમાં અર્પણ માટે ખબુતરની એક જોડ હતી. બાળક ઈસુ આ વખતે ઘણો આનંદી ને સુંદર દેખાતો હતો. બાપ્તિસ્મા વખતે જેમ આપણે બાળકને સારાં વસ્ત્ર પહેરાવી મંદિરમાં લઇ જઇએ છીએ તેમ,

મરિયમે સુંદર અને સ્વચ્છ કપડાં તેને પહેરાવ્યાં હતાં. મંદિરમાં યાજક આવ્યો ત્યારે યુસફ તેને કહે છે "મરિયમનો આ પ્રથમ દીકરો છે. પ્રભુએ કૃપા કરી તેને આપ્યો છે એટલુંજ નહિ, પણ પ્રભુએ પોતે તેનું નામ ઇસુ પાડયું છે. અમે ગરીબ લોક છીએ તોપણ રીત પ્રમાણે અમે ઉપકારસ્તુતિનું અર્પણ લાવ્યાં છીએ." એમ કહ્યા પછી મરિયમે ખબુતરની જોડ યાજકને આપી.

**વૃદ્ધ પુરૂષનો આશીર્વાદ.**—હવે આ મંદિરમાં શિમઓન નામનો એક વૃદ્ધ માણસ આવ્યો હતો. તે દેવે આપેલા વચનના બાળકની રાહ આતુરતાથી જોતો હતો, તેથી તે ગમે તે બાળક મંદિરમાં આવે તેને બારીકીથી જોતો હતો. આ માણસ ઘણાં વર્ષથી એવા બાળકની વાટ જોતો હતો, પણ તેની ઇચ્છાનુસાર કોઇ બાળક હજી સુધી તેના જોવામાં મંદિરમાં આવ્યું ન હતું. બાળક ઇસુને તેનાં માબાપ જ્યારે મંદિરમાં લાવ્યાં ત્યારે આ વૃદ્ધ પુરૂષ બાળકની પાસે ગયો અને તેને નિહાળ્યા પર 'આજ બાળક તે છે' એવું પ્રભુએ તેને સુચવ્યું, તેથી તેણે યુસફના હાથમાંથી બાળકને તરતજ પોતાના હાથમાં લીધું. આ વખતે તેને એટલો બધો આનંદ થયો કે તેની આંખમાંથી હર્ષનાં આંસુ પડવા લાગ્યાં અને તેણે દેવની સ્તુતિ કરતાં કહ્યું કે, "એ પ્રભુ, હવે મને તારી પાસે બોલાવી લે. હવે હું શાંતિમાં પ્રાણ છોડીશ. કેમકે તારનારને મેં મારી નજરે જોયો છે." પછી વૃદ્ધ શિમઓને બાળકને તથા તેનાં માબાપને આશીર્વાદ આપ્યો. આ જે કંઇ થયું તે તેનાં માબાપ સમજ્યાં નહિ, પણ તેમને ઘણો આનંદ થયો, અને કેવું અજાયબ બાળક! નામ કેવું આશ્ચર્યકારક! એવો વિચાર કરતાં કરતાં ઘેર ગયાં.

**વાર્તાની છેવટમાં.**—આજની વાર્તા કેવી સુંદર છે! ઇસુનું નામ કેવું આશ્ચર્યકારક છે! આપણે તે નામ શું પ્રાર્થનામાં નથી વાપરતા? આપણે તે નામ શું ગીતમાં નથી ગાતા? તમને એવું કયું ગીત આવડે છે કે જેમાં ઇસુનું નામ આવે છે? તો આપણે તેમાંનો એક શ્લોક ગાઇએ. સોનેરી વચન શીખીએ. પ્રાર્થના—"હે અમારા આકાશવાસી બાપ, અમે તારો ઉપકાર માનીએ છીએ કે તેં ઇસુને મોકલ્યો છે.

અમે તેના જેવા થઇએ એવી અમારી સહાય કર. ઈસુને નામે માગીએ છીએ. આમેન."

**સોનેરી વાક્ય.**—"તું તેનું નામ ઇસુ પાડશે; કેમકે જે પોતાના લોકને તેઓનાં પાપથી તારશે તે એજ છે." માત્થી ૧; ૨૧.

---

## પાઠ ૧૭મો.

### છોકરો ઈસુ યરૂશાલેમ જાય છે.

લુક ૨; ૪૧-૫૨.

**શિક્ષકોની તૈયારી.**—આ ગ્રંથમાળાનો પહેલો પાઠ અને આજની વાર્તા તે એકનેએકજ છે, માટે શિક્ષકોની તૈયારી અને વાર્તા જે પહેલા પાઠમાં આપવામાં આવી છે તેનું પુનરાવર્તન કરો.

**વાર્તાનો હેતુ.**—છોકરાંના મનમાં ઈસુ વિષે પૂજ્યભાવ અને પ્રીતિ વધારવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—પુછો કે કોઇ પણ છોકરો કે છોડી ગયા અઠવાડીઆની વાર્તા કહી શકે છે? જો કોઇ આ વાર્તા કહે, અને કંઇ ભુલ કરે તો તેને યાદ કરાવો. તે વખતે ઈસુ કેવડો હતો? હા, કેવળ નાનકડું બાળક. તે કયાં હતો? મંદિરમાં. પણ હવે ઈસુ બાર વર્ષની ઉંમરનો થયો તે વખતની વાર્તા આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**—યુસફ અને મરિયમ પોતાના બાળકને યરૂશાલેમથી પોતાને ઘેર નાઝારેથ લઈ ગયાં.

આ વાર્તા પહેલા પાઠની વાર્તા માફક કહો.

**વાર્તાની છેવટમાં.**—હવે શું આપણે ઈસુ વિષે સારી માહિતી પામ્યા નથી? તેના જેવા થવાની શું તમારી ઇચ્છા નથી? આપણું સોનેરી વાક્ય તે વિષે શું કહે છે તે આપણે શીખીએ. આપણ બધાંએ શું વધવું નહિ જોઇએ? આપણું કદ મજબુત થવા માટે ખોરાક અને કામ જોઇએ, તેમજ જ્ઞાન વધારવાને નિશાળે જવું તેમજ સાબ્બાથશાળામાં

શીખવું જોઇએ. દેવની અને માણુસની કૃપા મેળવવા માટે આપણે ભલાં થવું જોઇએ. પ્રાર્થના—"હે પ્રભુ, અમે ઈસુની પેઠે જ્ઞાનમાં, કદમાં અને કૃપામાં વધતાં જઇએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાક્ય.**—"ઇસુ જ્ઞાનમાં તથા કદમાં ને દેવની તથા માણુસની પ્રસન્નતામાં વધતો ગયો." લુક ૨; ૫૨.

---

# ભાગ ૫મો. ઈસુની પ્રીતિ અને શક્તિ વિષે.

## પાઠ ૧૮મો.

### માછલાંથી ભરેલી જાળ.

લુક ૫; ૧-૧૧.

**શિક્ષકોની તૈયારી.**—આ ચમત્કારિક બનાવની હકીકત માત્થી ૪; ૧૮-૨૨માં વાંચો. ગન્નેસારેત સરોવરનું બીજું નામ ગાલીલ સમુદ્ર હતું. આ જગ્યા ઇસુની જવા આવવાની વહાલી જગ્યા હતી. અહિં તે વખતોવખત જતો અને સેંકડો માણુસ તેની પાસે એકઠાં થતાં. તેમને તે પરમેશ્વર સંબંધીની નવાઇભરેલી વાતો શિખવતો. આ સરોવરને કાંઠે કેટલાંક નાનાં મોટાં ગામ, ગામડાં અને શહેરો આવેલાં હતાં. આ સરોવરમાં જ્યાં જોઇએ ત્યાં માછલાં પકડવાની હોડીઓ ફરતી હતી. આ હોડીઓમાં ઘણાએક ભાગીદાર હતા. હોડીઓ એવી મોટી હતી કે, કેટલાક માણુસો તેમાં બેસે તોપણ ઘણાં માછલાં માઈ શકે એટલી જગ્યા ખાલી રહેતી હતી.

**વાર્તાનો હેતુ.**—ઇસુ આપણી સઘળી ગરજો જાણે છે, અને આ ગરજો પુરી પાડવાની શક્તિ તેનામાં છે એ વાત છોકરાંને સમજાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમારા ગામ પાસે (કે શહેર પાસે) કોઇ તળાવ કે નદી છે? તેમાં માછલાં છે કે? તમે કદિ માછલાં પકડવા જાઓ છો

કે? તમે કદી મછવામાં બેઠાં છો કે? ના. વારૂ, ત્યારે ઇસુ વિષે અને કેટલાક માણસો હોડી કે મછવામાં બેસીને માછલાં પકડવાને ગયા તે વિષે હું તમને આજે એક વાર્તા કહેવાનો છું. ગયા અઠવાડીઆમાં ઇસુ છોકરો હતો તે સમયની વાત મેં તમને કહી હતી. તે વખતે તેની ઉંમર કેટલી હતી? વારૂ, ત્યાર પછી તે મોટો થયો અને તે વખતે તેના આકાશવાસી બાપે માણસોની સેવા કરવાને તેને મોકલ્યો. તેણે માંદાંઓને સાજાં કીધાં, લંગડાંને ચાલતાં કીધાં, આંધળાને દેખતા કીધા અને એવાં ઘણાં અદ્ભુત કામો કીધાં; એટલુંજ નહિ પણ તે દરમીઆન પરમેશ્વરની પ્રીતિ અને દયા વિષેની નવાઇભરેલી વાર્તાઓ લોકોને કહીને તે બોધ કરતો હતો.

વાર્તા.

**માછીઓ.**—ઇસુને ઘણા મિત્રો હતા, તેમાંના ચાર માછીઓ હતા. તેમનાં નામ પીતર, આંદ્રિયા, યાકુબ અને યોહાન હતાં. તેઓ હમેશાં રાત્રે પોતાની હોડીઓ લઇને માછલાં પકડવા જતા હતા, કેમકે માછલાં વેચવાનો તેમનો ધંધો હતો. એક રાત્રે એવું બન્યું કે તેઓ માછલાં પકડવા ગયા અને પોતાની જાળો નાંખી, પણ એકે માછલું જાળમાં આવ્યું નહિ. આખી રાત તેઓએ ફરી ફરીને જાળો નાંખી, પણ કશું પકડાયું નહિ. સવારે તેઓએ પોતાની હોડીઓ કાંઠે હંકારી આણી. વેચવા તો શું પણ ખાવા માટે પણ તેમની પાસે એકે માછલી ન હતી. તેઓ ઘણા થાકી ગયા ને ભુખ્યા થયા હતા એટલુંજ નહિ પણ છેક નિરાશ થઇ ગયા હતા, છતાં તેઓને વિસામો મળ્યો નહિ. કેમકે હજી તેમને પોતાની જાળો ધોવાની અને ઠીકઠાક કરી ઠેકાણે મુકવાની હતી. માટે તેઓ પોતાની હોડી છેક કાંઠા ઉપર લાવી જાળો કાઢીને પોતપોતાને કામે વળગ્યા.

**ઇસુ આવે છે.**—આ પ્રમાણે જ્યારે તેઓ પોતાનું કામ કરતા હતા ત્યારે ઇસુ સરોવરની પાસે આવે છે. જ્યારે ઇસુને કેટલાક માણસોએ કાંઠા ઉપર જોયો ત્યારે તેઓ પોતાના મિત્રોને ખબર આપવા દોડી ગયા, ને તેમને કહ્યું કે, મોટાં મોટાં ચમત્કારિક કામો કરનાર ઇસુ

ગુરૂ સરોવર કાંઠે આવ્યો છે. આ સાંભળી ઘણા માણસો તેનાં ચમત્કારિક કામો જોવા તથા તેનો બોધ સાંભળવા એકઠા થયા. થોડી વારમાં સ્ત્રી અને પુરૂષ, છોકરા અને છોડીઓ, ગરીબ અને ધનવાન, આંધળા અને પાંગળા અને રોગીઓ વિગેરે સર્વ લોકોની મોટી ગીર્દી થઇ. તેઓ બધાં ઇસુનું દર્શન કરવાને એટલાં બધાં અધીરાં બન્યાં કે ત્યાં ધક્કમધક્કા ચાલી, અને જાણે કે ઇસુને હમણાં દાબી દેશે. એવામાં ઈસુ સરોવર તરફ જવા લાગ્યો, અને ત્યાં પોતાના ચાર મિત્રોને તેણે જાળો ધોતા જોયા. તેઓને ઘણા થાકી ગએલા અને ભુખ્યા જોઇ ઇસુને તેમના ઉપર ઘણી દયા આવી. વિશેષે કરીને પીતર બીજાઓ કરતાં વધારે નિરાશ દેખાયો. આથી કરીને તેમને મદદ કરી ખુશી કરવાનું મન ઈસુને થયું. તેના પ્રેમાળ અંતઃકરણમાં આ વખતે એક ઉત્તમ વિચાર સુઝી આવ્યો તે એ કે, પીતરનું દુઃખ મટાડવું, અને એકઠાં થએલાં સેંકડો માણસને પણ મદદ કરવી, કેમકે તેઓને દેવની વાત સંભળાવ્યા વગર એમનેએમ પાછા કાઢવા તે ઠીક નથી. એવો વિચાર કરીને તે મિત્રોની પાસે જાય છે.

**ઈસુ હોડીમાં.**—પીતર જાળ ધોતાં ધોતાં એકાએક ઇસુને પોતાની હોડી તરફ આવતો જુએ છે. ઇસુ તેમની હોડીમાં જઇ બેસે છે. પીતર આથી ઘણો અજાયબ થાય છે. ઇસુ હુકમ કરે છે કે, તમારી હોડી કિનારેથી જરા પાણીમાં હંકારો. જો કે ઇસુ આ પ્રમાણે કેમ કહેતો હશે એમ પીતરના મનમાં આવ્યું, તો પણ તેના કહેવા પ્રમાણે તે કરે છે. હોડી કાંઠાથી થોડેજ દૂર ગઇ એટલે ઇસુએ ત્યાં હોડી ઉભી રાખવાનું કહ્યું અને પીતરે તેમ કીધું. પછી ઈસુએ હોડીમાં ઉભા રહીને કિનારા પરના સેંકડો લોકને બોધ આપ્યો. આ બોધ જેમ હોડીના માણસોએ તેમ કિનારાના માણસોએ સાંભળ્યો. હું ધારૂં છું કે ઈસુનો બોધ ઘણુંકરીને એવો હતો કે " આકાશનાં પક્ષીઓને જુઓ, તેઓ તો વાવતાં નથી, ને કાપતાં નથી, ને વખારોમાં ભરતાં નથી, તો પણ તમારો આકાશમાંનો બાપ તેઓનું પાલણ કરે છે, તો તેઓ કરતાં તમે અધિક નથી શું? ખેતરનાં ફુલઝાડોનો વિચાર કરો કે, તેઓ કેવાં વધે છે. તેઓ મહેનત કરતાં નથી, તેઓ કાંતતાં નથી તો

પણ તમારો આકાશમાંનો બાપ તેમને કેવું પહેરાવે છે? તો શું તમે નથી ધારતા કે તે તમારી અગત્ય પુરી નહિ પાડશે?" પીતરને ઇસુની આ વાતો બહુ નવાઇ જેવી લાગી અને બોલ્યો કે, દેવ આપણો બાપ છે એવું કહેનાર આ કોણ હશે?

**માછલાંનો સમુદાય.**—ઇસુ પોતાનો ઉપદેશ પુરો કરી પીતર ગમ ફર્યો. પીતર તો ઇસુનો ઉપદેશ સાંભળીને એવો દિંગ બની ગયો કે તેનો થાક અને ભુખ પણ ભુલી ગયો હતો, પણ ઇસુ પીતરને ભુલી ગયો ન હતો. તેણે પીતરને કહ્યું કે, "તમારી હોડી ઉંડા પાણીમાં હંકારો અને માછલાં પકડવા સારૂ તમારી જાળો નાંખો." ત્યારે પીતરે કહ્યું કે, "સાહેબ, અમે આખી રાત મહેનત કરી છે, પણ કશું પકડાયું નથી, તો પણ તારા કહ્યાથી હું જાળો નાખીશ"; તેથી તેઓએ હોડી ઉંડાણમાં હંકારી અને તેમની પાછળ બીજી હોડી પણ છુટી. તેઓએ પોતાની જાળો નાંખી. થોડીવાર પછી તેમને એમ લાગ્યું કે જાળ માછલાંથી ભરાઇ ગઇ છે. જાળમાં આટલાં બધાં માછલાં આવે તે શું બનવા જોગ છે? હા. તેઓ જાળ ખેંચવા લાગ્યા તો માલમ પડયું કે માછલાં એટલાં બધાં આવ્યાં છે કે આપણે એકલા જાળ ખેંચી શકવાના નથી તેથી પીતરે બીજી હોડીમાં જે માણસો હતા તેમને મદદ માટે બોલાવતાં કહ્યું, અરે! ભાઇઓ, અહીં આવી અમને મદદ કરો. કેમકે અમારી જાળમાં એટલાં બધાં માછલાં આવી પડયાં છે કે અમે તેને ખેંચી શકતા નથી. પછી બીજી હોડી ત્યાં હંકારી આણી. પછી એ બધા મળીને મહા મુસ્કેલીથી જાળને ખેંચી કાઢી તો જાળ ફાટી જાય એટલાં બધાં માછલાં તેમાં ભરાયાં હતાં. પછી તેઓએ માછલાંથી બન્ને હોડી એવી રીતે ઠઠ્ઠોઠઠ ભરી કે વખતે તે ડુબી જાય, એવી બીક તેમને લાગી. પીતર ઇસુ તરફ જુએ છે તો તે હોડીમાં શાંત બેઠો છે. પીતર હવે સમજ્યો કે, ઇસુ મારી અગત્ય જાણે છે. હું નિરાશ થયો હતો, મને ભુખ લાગી હતી, હું થાકી ગયો હતો, માટે મારે માટે તેણે આ ચમત્કાર કર્યો છે એમ વિચારી પીતર ઇસુને પગે પડે છે ને વિનંતી કરે છે કે, "ઇસુ મારી પાસેથી જા, કારણ કે હું પાપી માણસ છું, આવી પ્રીતિ અને આવી દયાને હું યોગ્ય નથી." પણ ઇસુએ કહ્યું, "પીતર, બી

મા; હું તને મારો મદદનિશ ઠરાવીશ, અને લોકો મારા પર કેવી રીતે પ્રીતિ કરે અને કેવી રીતે મારા શિષ્યો થાય તે હું તને દેખાડીશ."

**વાર્તાની છેવટમાં.**—ઇસુ જેમ પીતરનો મિત્ર હતો તેમ તમારો પણ મિત્ર છે એવું છોકરાંને સમજાવો. જ્યારે તમે થાકી જાઓ કે ભુખ્યા થાઓ ત્યારે ઇસુને તમારી ચિંતા થાય છે. તે તમને મદદ આપવાને ચાહે છે. તમારી અગત્ય તે પુરી પાડી શકે છે. સોનરી વાક્ય શિખવો. પ્રાર્થના—"ઓ પ્રભુ, અમારા પિતા, રોજરોજ અમને દિવસની રોટલી આપ અને અમારી બધી ગરજો તું પુરી પાડ. ઇસુને નામે માગીએ છીએ."

**સોનેરી વાક્ય.**—"દેવ...તમારી સર્વ ગરજ...પુરી પાડશે." ફિલી. ૪; ૧૯.

---

## પાઠ ૧૯મો.

### ઈસુ તોફાન શાંત કરે છે.

માર્ક ૪; ૩૫-૪૧.

**શિક્ષકોની તૈયારી.**—ઇસુએ લોકોને ઉપદેશ કરતાં જે દાખલા અને દૃષ્ટાંત આપ્યાં તે સમજવા માટે માત્થી ૮; ૧૮, ૨૩-૨૭ અને લુક ૧૮; ૨૨-૨૫ અને માર્ક ૪; ૧-૩૪ વાંચો. તેમજ ઇસુએ કેવાં કેવાં કામો કર્યાં તે સમજવાને માત્થી ૮; ૧૪-૧૭ વાંચો.

**પેલે પાર.**—એટલે ગાલીલ સમુદ્રને સામે કાંઠે. આ સરોવરની ચારે બાજુ પહાડો અને ડુંગરા આવેલા છે. સરોવરની પહોળાઈ આસરે ત્રણ ગાઉની છે. આ સરોવરમાં જે હોડીઓ ફરે છે તેને માટે એક મોટો ભય હમેશાં રહે છે તે એ કે, ગરમીના દિવસમાં એકાએક પવન છુટી સરોવરમાં મોટું તોફાન ઉઠે છે, અને ઘણી વખતે તે સાથે ભારે વાદળ ચઢી આવી ગાજવિજ સાથે મુસળધાર વરસાદ પડે છે. આવા પ્રસંગે નાની હોડીઓને ડુબી જવાનો મોટો ભય રહે છે.

**ઓસીકું.**—ઘણુંકરીને હોડીમાં અઢેલીને બેસવાને માટે જે બેઠક બનાવી હોય તે.

**વાર્તાનો હેતુ.**—ઇસુ ખરેખર સર્વશક્તિમાન છે, અને સંકટના સમયમાં તેના ઉપર ભરોસો રાખવો એવું છોકરાંને શિખવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમને કદિ તોફાનનો અનુભવ થયો છે કે? શું તે વખતે તમને ઘણી બીક લાગી હતી? તમારા કહેવાથી કે કરવાથી શું તોફાન કદિ બંધ થાય કે? ના, પણ તોફાનને હુકમ કરતાંજ તોફાન બંધ થાય એવું કરવાને કેવળ ઇસુ એકલોજ સમર્થ છે તે વાર્તા આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**ઘણા ઉકળાટનો દિવસ.**—એક દિવસ ઘણો ઉકળાટ હતો. ઇસુ અને તેના શિષ્યોને તે દિવસે ઘણું કામ હતું—તેઓ મંદિરમાં પ્રાર્થના કરવા ગયા, પીતરને ત્યાં ખાવા ગયા, પીતરની વૃદ્ધ સાસુને તાવ આવતો હતો તેને સારી કરી, ઘણા પ્રકારના રોગીઓને સારા કર્યાં, અને સાંજે સેંકડો માણસો તેની પાસે એકઠા થયા હતા તેમને બી વાવનાર માણસના, દીવીના અને રાઇના દાણાનાં વિગેરે દૃષ્ટાંતોથી બોધ આપ્યો.

**હોડીમાં.**—આથી કરીને તે દિવસે ઘણું મોડું થયું, અને ઇસુને તથા તેના શિષ્યોને વિસામો લેવાની જરૂર હતી. તેથી કરીને તેઓ હોડીમાં બેઠા અને સામે કાંઠે જવાને હોડીને હંકારી. કદાપિ આ હોડી પીતરની હશે. ઈસુને હોડીમાં બેસવાની સોઇ કરી આપવાનો બીલકુલ વખત તેમને મળ્યો નહિ માટે ઈસુ હોડીમાં એમનેએમ બેઠો. આકાશ સ્વચ્છ હતું, પાણી શાંત હતું અને હોડી કોઈ ન જાણે એવી રીતે ચાલતી હતી. બીજી નાની નાની ઘણી હોડીઓ તેમની સાથે છૂટી હતી કેમકે લોકો ઇસુની સાથે જવા માગતા હતા. ઇસુ બહુ થાકી ગયો હતો, તેથી હોડી ઉપડતાંજ ઇસુ હોડીની બેઠક ઉપર માથું મુકી સુઇ ગયો, અને હોડી ડામાડોળ થઇ ઝુલ્લા ખાવાથી તે ઉંઘી ગયો.

**તોફાન.**—થોડીવાર પછી આકાશ તેજસ્વી થએલું શિષ્યોના જોવામાં આવ્યું અને ધીમે ધીમે ભારે વાદળાં ચઢી આવ્યાં. આ જોઇને સાથેની બીજી નાની હોડીઓ પાછી ફરી. શું શિષ્યો પણ પાછા

ગયા? ના. કેમકે ઇસુએ તેમને સામે કાંઠે જવાનો હુકમ આપ્યો હતો. વળી ઇસુ હાલ ઉંઘી ગયો હતો, તેથી તેની રજા વગર પાછું જવાય નહિ. શિષ્યો ભારે ગભરાટમાં આવી પડયા. તેઓએ ઘણાં તોફાન જોયાં હતાં, પણ આ તોફાન તો ઘણું ભારે છે એવું તેમને લાગ્યું. હવે અમારે શું કરવું? આકાશ તો ધીમે ધીમે કાળું ભમ્મર થઇ ગયું, પવન ફુંકાવા લાગ્યો, મોટાં મોટાં મોજાંઓ હોડી સાથે અથડાવા લાગ્યાં, ને હોડી ડામાડોળ થવા લાગી. શિષ્યોના ગભરાટનો વિચાર કરો! ઈસુ હજી શાંતિથી ઉંઘે છે! ભારે પવન ફુંકાય છે! મોટાં મોટાં મોજાંઓ ચઢે છે એવામાં એક બહુ મોટો મોજો હોડી સાથે અથડાયો અને હોડીમાં પાણી ભરાઇ જવા લાગ્યું. શિષ્યો આથી ઘણા ભયભિત થયા ને બુમ પાડી ઇસુને જગાડયો. "પ્રભુ, અમે ડુબી જઇએ છીએ? અરે, ખચીત અમે ડુબીએ છીએ, તેની શું તને કંઈ ચિંતા નથી?"

**તોફાન શાંત થયું.**—તોફાનથી ઈસુ જાગ્યો નહિ, કેમકે તે ભર-ઉંઘમાં પડયો હતો, પણ જેમ થાકેલી મા ગમે તેવી ઉંઘમાં હોય પણ પોતાના બાળકનું રડવું સાંભળી જાગી ઉઠે છે તેમ શિષ્યોની કારમી બુમ સાંભળી ઇસુ એકદમ જાગી ઉઠે છે, અને પોતાના શિષ્યોને આટલા બધા ભયભિત થએલા જોઇને તેને અજાયબ લાગ્યું અને શિષ્યોને કહ્યું 'તમે કેવા અલ્પવિશ્વાસી છો! તમે શું હજી સુધી મને ઓળખતા નથી? પછી તે પવન અને સમુદ્ર તરફ જોઇને તેમને કહે છે 'શાંત થા.' એવું કહેતાંજ પવન બંધ પડયો અને મોજાઓ શાંત થયા! આકાશ સ્વચ્છ થયું, તારાઓ પ્રકાશવા લાગ્યા! આ બનાવ જોઇને શિષ્યોને ઘણીજ નવાઇ લાગી, કેમકે તેમણે જોયું કે, માંદાઓને સાજા કરતો હતો તેજ ઇસુ સાધારણ માણસની માફક થાકી જઇ હોડીમાં ઊંઘી ગયો, અને હવે તેજ ઇસુ પવન અને સમુદ્રને હુકમ કરે છે અને તેઓ તેનું માને છે! એવું કામ તો પ્રભુ એકલોજ કરી શકે. "આ તે કોણ છે? કેમકે પવન તથા સમુદ્ર પણ તેનું માને છે?" એવું તેઓ એક બીજાને કહેવા લાગ્યા તો તેમાં કંઇ નવાઈ જેવું નથી.

**વાર્તાની છેવટમાં.**—જ્યારે પવનનું ભારે તોફાન થાય છે ત્યારે ઝાડો મુળથી ઉખડી પડે છે ને છાપરાં ઘર પરથી ઉડી જાય છે. આવા

વખતમાં તમને શું બીક લાગતી નથી? ફરીને આ વાત યાદ રાખો કે ઇસુ તમારી સાથે છે, તમે તેના પર વિશ્વાસ રાખો ને બીહો મા, એવી તેની ઇચ્છા છે. બધા પ્રકારના પવન પર ઇસુનો અધિકાર ચાલે છે. સોનેરી વાક્ય શિખવો. પ્રાર્થના કરો કે, "હે પ્રિય ઈસુ, તારી પ્રીતિ અને તારી શક્તિને માટે અમે તારો ઉપકાર માનીએ છીએ, અને માગીએ છીએ કે, જ્યારે અમે સંકટમાં ને ભયમાં આવી પડીએ ત્યારે તું અમારી હમેશાં સંભાળ રાખજે."

**સોનેરી વાક્ય.**—"પવન તથા સમુદ્ર પણ તેનું માને છે." માર્ક ૪; ૪૧.

---

## પાઠ ૨૦મો.

### ઈસુ પાણી પર ચાલે છે.

માત્થી ૧૪; ૨૨–૩૩.

**શિક્ષકોની તૈયારી.**—માર્ક ૬; ૪૫–૫૨ અને યોહા. ૬; ૧૫-૨૧ વાંચો. તેમજ માત્થી ૧૪; ૧૩-૨૧ અને માર્ક ૬; ૩૦-૪૪ વાંચો તો ઈસુ પાણી પર ચાલ્યો તે દિવસે તેણે લોકોને કેવો ઉપદેશ કર્યો, અને પાંચ હજાર માણસને કેવી ચમત્કારિક રીતે જમાડયાં તે તમારા જાણવામાં આવશે.

**રાતનો ચોથો પહોર** એટલે મોટી સવાર. ૩ થી ૬ વાગ્યાનો સમય. **સમુદ્ર** એટલે ગાલીલનો સમુદ્ર.

**વાર્તાનો હેતુ.**—ઈસુ તે દેવનો દીકરો છે, અને જેઓ સંકટમાં આવી પડયા છે તેઓને સહાય કરવાને તે પોતાનું સામર્થ્ય વાપરવા ચાહે છે તે છોકરાંને શિખવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—કોઇ માણસને તમે પાણી ઉપર તરતાં જોયો છે? તમારામાંના કોઇને તરતાં આવડે છે કે? જેમ જમીન પર ચાલે તેમ પાણી ઉપર ચાલતાં તમે કોઇને જોયો છે? ખરેખર નહિ. જો તમે પાણી પર ચાલવાનું કરો તો શું થાય? ડુબી જવાય. વારૂ, ત્યારે ઇસુ

પાણી પર ચાલ્યો તો પણ તે ડુબી ગયો નહિ તે વાર્તા આજે હું તમને કહેવાનો છું.

વાર્તા.

**ઘણા કામનો દિવસ.**—ઈસુ હમેશાં બહુ કામ કરતો હતો. તેની પાસે હમેશાં એટલા બધા લોક રહેતા કે તેને વિસામો લેવાનો કે ખાવાનો પણ વખત મળતો નહિ. એક દિવસે આખો દિવસ તેણે ઉપદેશ કર્યો પણ લોકોએ તેને જવા નહિ દીધો, પણ તેનું દર્શન કરવા અને તેનું સાંભળવા લોકો તેની પાછળ ઘણે દૂર જંગલમાં ગયા. ત્યાં તેણે તેમને ઘણી ઘણી દૃષ્ટાંતિક વાતો કહી પણ તેઓ કહેવા લાગ્યા કે હજુ બીજી કહો, બીજી કહો, અને એમ કરતાં કરતાં છેક સાંજ પડી પણ તેઓ પાછા ગયા નહિ. (શિષ્યોએ ઈસુને ખાવાની સોઈ કરવા માટે લોકોને વિદાય કરવા કહ્યું, ત્યારે ઈસુએ પાંચ રોટલી અને બે માછલીથી પાંચ હજારને કેવી ચમત્કારિક રીતે ખવડાવ્યું તે વાત છોકરાંને આ જગ્યાએ કહો.) આખરે ઇસુને લાગ્યું કે હવે લોકોને વિદાય કરવાનો વખત થયો છે અને શિષ્યોને પણ વિસામાની જરૂર છે, તેથી તેણે શિષ્યોને કહ્યું કે, તમે હોડીમાં બેસીને પેલે પાર જાઓ, અને હું લોકોને વિદાય કરીને થોડી વાર પછી આવું છું; તેથી શિષ્યો હોડીમાં બેઠા. પછી ઈસુ લોકોને વિદાય કરી શિષ્યો પાસે જાય તે પહેલાં દેવ બાપની પ્રાર્થના કરવા સારૂ પહાડ પર એકાંત જગ્યામાં ગયો.

**ઈસુ રાત્રે સરોવર પર.**—ઇસુ પહાડ પર પ્રાર્થના કરતો હતો એવામાં શિષ્યોની હોડી સમુદ્રમાં દૂર નીકળી ગઈ. રાત ઘણી ગઇ, તેમજ ઘણું મોડું થયું તોપણ હોડી હજુ અર્ધે માર્ગે હતી, કેમકે પવન ઉલટો હતો તેથી કરીને તેમની હોડી બહુ ધીમે ધીમે જતી હતી. ઘણી મહેનત કર્યા છતાં અર્ધી રાત તો વિતી ગઇ; પણ હજુ સામે કાંઠે પહોંચ્યા નહિ. મોજાઓથી હોડી એટલી બધી ડામાડોળ થતી હતી કે તેઓ તેમાં બેસી શકતા પણ ન હતા. આ વખતે શિષ્યોના મનમાં પહેલા તોફાનની વાત કે જે વખતે ઇસુ તેમની સાથે હતો તે શું યાદ નહિ આવી હોય? શું તેમને એવું નહિ લાગ્યું હોય કે જો ઇસુ આ વખતે અમારી સાથે હોય તો કેવું સારૂં!

**ઇસુ મોજાઓ પર ચાલે છે.**--એવામાં એક શિષ્યે કોઇ ધોળી ધોળી મનુષ્ય આકૃતિ પાણી ઉપર ચાલતી ચાલતી તેમના તરફ આવતી જોઇ. તેઓ બોલી ઉઠયા, આ શું છે? તે ભૂત વગર બીજું શું હોય! એમ કહી બીકથી બુમ પાડી. આ વખતના તેમના ગભરાટનો વિચાર કરો. એવામાં તેમણે સાંભળ્યું: "હિમ્મત રાખો, એ તો હું ઇસુ છું, તમે મને નથી ઓળખતા?" ઇસુનો સાદ ઓળખતાંજ તેમને કેટલો બધો આનંદ થયો હશે! પીતર ઉતાવળો હતો તેથી એકદમ બોલી ઉઠયો, "પ્રભુ, હું પણ પાણી ઉપર ચાલીને તારી પાસે આવું!" 'આવ?' એવું સાંભળતાંજ તે હોડી પરથી ઉતરી પાણી ઉપર વગર બીકથી ચાલવા લાગ્યો, પણ પછી મોટાં મોટાં મોજાંઓને દેખીને બીધો ને ડુબવા લાગ્યો; ત્યારે ઇસુને બુમ પાડી કહ્યું કે, 'ગુરૂ, હું ડુબી જાઉં છું, મને પકડ.' ઇસુ લાગલોજ તેનો હાથ પકડી લે છે, અને પોતા પાસે લઇ મમતાથી તેને ઠપકો આપતાં કહે છે કે 'પીતર, મારા પર શું તારો આટલોજ વિશ્વાસ છે કે?' પછી તેઓ હોડીમાં ચઢયા એટલે પવન બંધ પડયો અને સમુદ્ર શાંત થયો અને "હોડીમાં જેઓ હતા તેઓએ તેને પગે લાગીને કહ્યું કે, ખરેખર તું દેવનો દીકરો છે." (સોનેરી વાકય).

**વાર્તાની છેવટમાં.**—તમે પાણી પર ચાલી શકો? ના. શું કોઇ પણ માણસ ચાલી શકે? ના, ત્યારે ઇસુ પાણી પર કેમ ચાલી શકયો? કેમકે તે દેવનો દીકરો હતો. જ્યારે પીતર ડુબવા લાગ્યો ત્યારે ઇસુએ શુ કર્યું? આપણે જ્યારે દુઃખમાં હોઇએ ત્યારે શું ઇસુ આપણી મદદ નહિ કરશે? હા, તે મદદ કરવાને સમર્થ છે એટલુંજ નહિ પણ મદદ કરવાની તેની ઇચ્છા છે. હોડીમાં જેઓ બેઠા હતા તેમણે શું કર્યું હતું? (સોનેરી વાકય શિખવો).

**પ્રાર્થના.**--"હે પ્રિય ઇસુ, તું દેવનો દીકરો છે. તારા ઉપર પ્રીતિ કરીએ અને તારી સેવા કરીએ એવી તું અમારી સહાય કર."

**સોનેરી વાકય.**—"તેઓએ તેને પગે પડીને કહ્યું કે, ખરેખર તું દેવનો દીકરો છે." માત્થી ૧૪; ૩૩.

---

# પાઠ ૨૧મો.

## એક નાની છોડીને ઈસુ સજીવન કરે છે.

લુક ૮ ; ૪૧-૫૬.

**શિક્ષકોની તૈયારી.**—માર્ક ૫; ૨૧-૪૩ : માત્થી ૯ ; ૧૮-૨૬માં જે વાત લખવામાં આવી છે તે પણ વાંચો. ઇસુ ગેરાસીનીઓના દેશમાંથી હોડીમાં બેસી ગાલીલ સરોવર ઓળંગી પાછો આવ્યો ત્યારે યાઐરસ નામનો એક માણુસ તેની પાસે આવ્યો. આ યાઐરસ તે યહુદીઓના સભાસ્થાનમાં પ્રાર્થના ઇત્યાદિની વ્યવસ્થા કરવાને જે દશ અધિકારીઓ ઠરાવવામાં આવ્યા હતા તેમાંનો એક હતો, એટલુંજ નહિ પણ ઘણુંકરીને તે મુખ્ય અધિકારી હતો. તેણે ઇસુનો ઉપદેશ ઘણીવાર સાંભળ્યો હશે, એટલુંજ નહિ પણ તે માંદાંઓને સાજાં કરી શકે છે એવો વિશ્વાસ પણ તેણે કર્યો હશે. યહુદી છોડી બાર વર્ષની ઉંમરની થાય ત્યારે તે સમજણી થઈ તે દર્શાવવા માટે તેના માનમાં એક ઉજાણી કરી યહુદી લોકો આનંદ કરતા હતા. યહુદી લોકોની અને હિંદુસ્તાનના લોકની શોક કરવાની રીતને આ જગ્યાએ સરખાવો.

**વાર્તાનો હેતુ.**—ઈસુને મરણ ઉપર પણ અધિકાર છે તે છોકરાંને દર્શાવવાનો.

### છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—આપણા ગયા પાઠમાં ઇસુએ શું અજાયબ પમાડે એવું કામ કીધું હતું તે કોઈ કહેશે? હા, તે પાણી ઉપર ચાલ્યો હતો, અને તે પહેલાંના પાઠની વાર્તામાં શું અજાયબીભરેલું તેણે કામ કીધું હતું તે કહેશો કે? હા, તેણે તોફાન શાંત કીધું હતું, અને આજે તે બન્ને કરતાં વધારે અજાયબી પમાડે એવું કામ ઇસુએ જે કીધું તે વિષે તમને એક વાર્તા કહેવાનો છું એટલે એક મુએલી છોડીને ઇસુએ સજીવન કરી.

### વાર્તા.

**નાની છોડી.**—ઈસુ જે ગામમાં રહેતો હતો તેજ ગામમાં એક નાની છોડી રહેતી હતી. તેનું નામ શું હતું તે મને માલુમ નથી,

પણ તેના બાપનું નામ યાઐરસ હતું. તે સભાસ્થાનમા દશ અધિકારીઓમાંનો એક મુખ્ય અધિકારી હતો, એટલુંજ નહિ પણ તે ભલો ને ડાહ્યો માણસ હતો. જુદા જુદા વિદ્વાનોને સભાસ્થાનમાં બોધ કરવાને તેણે આમંત્રણ આપ્યું હશે, અને હું ધારૂં છું કે, એજ પ્રમાણે ઈસુને પણ ઘણી વખતે બોધ કરવા ત્યાં બોલાવવામાં આવ્યો હશે. યાઐરસ ઘરનો સુખી માણસ હતો, અને આ તેની એકનીએક દીકરી હતી. તે તેને પ્રાણતુલ્ય વહાલી હતી! આ ઘરમાં આ છોડી બહુ સુખી હશે એમ શું તમે નથી ધારતા? તેને હમણાંજ તેરમું વર્ષ બેઠું હતું, તેથી દેશમાં ચાલતા યહુદી રિવાજ પ્રમાણે જ્યારે છોડી બાર વર્ષની ઉંમરની થાય ત્યારે માબાપ પોતાના બધા મિત્રોને બોલાવી ઉજાણી કરી આનંદ કરતાં હતાં. તે પ્રમાણે આ છોડીનાં માબાપે પણ કીધું હશે.

**માંદગી.**—એક દિવસ છોડી માંદી પડી. પ્રથમ સાધારણ મંદવાડ હતો, પણ પછી ધીમે ધીમે મંદવાડે ભારે રૂપ પકડયું. તેના બાપે વૈદને બોલાવ્યો પણ તેની દવાથી કંઇ ફેર ન થતાં મંદવાડ વધવા લાગ્યો. આથી બીજા વૈદોને બોલાવવામાં આવ્યા. તેઓએ પોતાથી બનતા ઉપાયો કર્યા પણ કંઇ ટેકી લાગી નહિ, પણ ઉલટું મંદવાડે ગંભીરરૂપ પકડયું. તેનાં માબાપ રાત દિવસ તેની પાસે રહી તેની સેવાચાકરી કરતાં હતાં. એક દિવસે વૈદે તેના બાપને કહ્યું કે, છોડીની હવે આશા નથી. તેના બાપે કહ્યું, અરે! એમ શું બોલો છો, તમારે કંઇ ઉપાય તો કરવોજ જોઇએ. વૈદે કહ્યું, અમે જાણીએ છીએ તે બધા ઉપાય અમે કરી ચુકયા, પણ તેથી કંઈજ ફાયદો થયો નથી. આથી કરીને માબાપને તથા માબાપના મિત્રો, અને ચાકરોને કેટલું બધું દુઃખ થયું હશે તેનું વર્ણન કરો. બાપ બિચારો નિરાશ થઈ બેઠો હતો એવામાં તેના મનમાં ઈસુની વાત યાદ આવે છે કે તે કેવો ભલો અને દયાળુ છે! લોકોને મદદ કરવાને તે કેવો ખુશી છે! તે કેવો શક્તિવાન છે! સમુદ્ર પર ચાલે છે, તોફાન શાંત કરે છે અને માંદાંને સાજાં કરે છે. એવા વિચારમાં તે પોતાની સ્ત્રીને છોડીની પાસે બેસવાનું કહીને ઇસુને શોધવા નીકળે છે. જે માણસ મળે તેમને પુછતો કે, તમે ઇસુને કોઇ જગ્યાએ જોયો છે? તમે મને કહી શકશો કે તે કયાં હશે? પુછપરછ કરતાં કોઇએ જણાવ્યું કે,

સરોવરને સામે કાંઠે તે ગયો છે. આ વાત સાંભળીને તેનો બાપ કેટલો બધો નિરાશ થયો હશે! કેમકે તેના મનમાં બીક ઉત્પન્ન થઇ હશે કે, તે સામે કાંઠેથી પાછો આવે તે પહેલાં કદાપિ મારી દીકરી મરી જશે. પણ એવામાં એક માણસ બોલ્યો કે, "આ ઇસુ આવે છે, આ મછવો ઇસુ અને તેના શિષ્યોનો છે." આ સાંભળીને બાપ કેવો ખુશી થયો હશે! મારી નાની દીકરી મરી જાય છે તે જલદી આવે તો કેવું સારૂં! એવો વિચાર કરતો કરતો તે કાંઠા તરફ દોડે છે. (ઇસુની શોધ અને ઇસુને હોડીમાં આવતો જોઈ બાપની અધીરાઇનો આબેહુબ ચિતાર છોકરાંની આગળ ચિતરો.)

**ઇસુ આવે છે.**—ઘણા લોક ઇસુની આવવાની રાહ જોઇ ઉભા હતા એવામાં ઇસુની હોડી કાંઠા ઉપર આવી. લોકોની ભીડમાં ઇસુ કાંઠા ઉપર ઉતર્યો કે તુરત યાઐરસ તેની પાસે દોડી ગયો. લોકોએ યાઐરસને માટે રસ્તો કીધો, કેમકે યાઐરસ એક મોટો માણસ હતો. તેણે ઇસુની પાસે આવીને ઘુંટણીએ પડી કાલાવાલા કરતાં કહ્યું કે, ગુરૂમહારાજ, મારી નાની દીકરી મરણ પથારીએ પડી છે, મહેરબાની કરી ઉતાવળે મારે ત્યાં આવો અને તેને સાજી કરો. ઇસુ તરત તેની સાથે જાય છે. કદાપિ આ નાની છોડીને ઇસુ ઓળખતો હશે. રસ્તે જતાં લોકોની ભીડનું—આવી ભીડમાં એક સ્ત્રી ઈસુને અડકે છે તેનું તથા તેના અડકવાથી સ્ત્રીને સાજાપણું મળે છે તેનું, અને જયારે આ સ્ત્રી સાથે વાત કરવા ઇસુ ઉભો રહે છે ત્યારે યાઐરસના મનમાં મોડું થવાની કેવી બીક ઉત્પન્ન થઇ હશે તે વિષેનું—આબેહુબ બ્યાન કરો. ઇસુ પેલી સ્ત્રી સાથે વાત કરતો હતો એવામાં એક ખેપીઆએ આવી યાઐરસને ખબર આપી કે, "તારી નાની દીકરી મરણ પામી છે, અને હવે ગુરૂને તસ્દી આપવાનું કંઇ કારણ નથી." આ વખતે યાઐરસને કેટલું બધું દુ:ખ લાગ્યું હશે! ઇસુ ખેપીઆની વાત પર કંઈ ધ્યાન ન આપતાં યાઐરસને કહે છે કે, "બી મા, મારા પર વિશ્વાસ કર અને તારી નાની દીકરી જીવતી થશે."

**ઈસુ છોડીને જીવતી કરે છે.**—(માબાપના ઘરનો આ વખતનો ચિતાર આપો. તેઓ કેવાં રડતાં અને વિલાપ કરતાં હશે!) ઇસુ ઘેર

આવે છે અને તેઓને ઠપકો આપતાં કહે છે કે, "તમો શા માટે શોક કરો છો અને રડો છો? છોડી મરી નથી ગઈ, પણ ઉંઘે છે." પણ તે ખરેખર મરી ગઇ છે એમ જાણીને લોકોએ ઇસુને હસી કાઢયો, અને તેની મશ્કરી કરવા લાગ્યા. પણ ઇસુએ ગંભીરતાથી લોકોને બહાર કાઢયા અને પોતે પીતર, યાકુબ તથા યોહાન અને છોડીનાં માબાપને સાથે લઇને ઘરમાં ગયો, અને જે કોટડીમાં છોડીનું મુડદું હતું તે કોટડીમાં જઇને ત્યાં જે બધાં હતાં તેમને બહાર કાઢીને બારણું બંધ કીધું. યાઐરસે કદાપિ વિચાર કર્યો હશે કે હવે તે શું કરવાનો છે? ઈસુ તરત ખાટલા પાસે જાય છે અને છોડીનો હાથ પકડીને કહે છે કે, "છોડી, હું તને કહું છું કે ઉઠ"; અને તરત જેમ ઉંઘમાંથી ઉઠી ન હોય તેમ તે ઉઠીને બેઠી થઈ. ઇસુએ પછીથી તેને ખાવા આપવાનું કહ્યું ત્યારે બધાએ જાણ્યું કે છોડી જીવતી થઇ છે. જ્યારે ઇસુએ છોડીને જીવતી કરી ત્યારે છોડીનાં માબાપના આનંદનો પાર રહ્યો નહિ હશે.

**વાર્તાની છેવટમાં.**—જ્યારે લોક રડતા હતા ત્યારે ઈસુએ તેમને શું કહ્યું હતું? છોડી ઉંઘે છે. ખ્રીસ્તી માણસનું મરણ તે ઉંઘ સમાન છે. આપણા મિત્રો શું મરી જતા નથી? હા, કોઇ દિવસ આપણ બધાં મરી જઇશું. પણ જો આપણે ઇસુના કહેવા પ્રમાણે કરીશું તો તે આપણને ફરીને જીવતા કરશે અને સ્વર્ગમાં લેશે, કેમકે ઈસુનો અધિકાર મરણ ઉપર પણ ચાલે છે. (સોનેરી વાકય શિખવો). પ્રાર્થના કરો—"હે વહાલા ઈસુ, તેં જેમ નાની છોડીમાં ફરીને જીવન મુકયું તેમ મારા અંતઃકરણમા તારી પ્રીતિ મુક."

**સોનેરી વાકય.**—"તેનામાં જીવન હતું." યોહા. ૧; ૪.

---

## પાઠ ૨૨મો.

### ઈસુ આંધળા ભીખારીને દેખતો કરે છે.

લુક ૧૮; ૩૫-૪૩.

**શિક્ષકોની તૈયારી.**—માર્ક ૧૦; ૪૬-૫૨ વાંચવાથી માલુમ પડે છે કે, લુકની સુવાર્તામાં કેટલીક બીનાઓ પડતી મુકવામાં આવી છે,

જેમકે, તે ભીખારીનું નામ બારતીમાય હતું અને જ્યારે તેને ઇસુ પાસે બોલાવવામાં આવ્યો ત્યારે "પોતાનું લુગડું નાખી દઇને તે ઉઠયો." વળી માત્થી ૨૦ ; ૨૯–૩૪ પરથી માલુમ પડે છે કે માર્ગની કોરે એક નહિ પણ બે આંધળા ભીખારી બેઠા હતા, એ વાતો પાઠ શિખવતાં ધ્યાનમાં રાખશો. ઇસુ યરૂશાલેમ જતાં (કલમ ૩૧) યરેખો આગળ આવ્યો. આ યરેખોનો કોટ યહોશુઆના લશ્કરે જ્યારે તેની આસપાસ ઘેરો ઘાલ્યો હતો ત્યારે રણશિંગડાના અવાજથી પડી ગયો હતો. વળી આજ શહેર તરફ જ્યારે સારો સમરૂની મુસાફરી કરતો હતો ત્યારે ચોરોએ લુટી લીધેલો એક માણસ તેને રસ્તા ઉપર મળ્યો હતો. યરેખો તે મોટું અને સુંદર નગર હતું. તે 'ખજુરીઓનું શહેર' કહેવાતું હતું.

**વાર્તાનો હેતુ.**—પ્રેમાળ ઇસુની ચમત્કારિક શક્તિ વિષે છોકરાંનો વિશ્વાસ વધારવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—બધાં છોકરાં, તમારી આંખ બંધ કરો. તમારી આંખ બરાબર મીચી દો. હવે તમે મને જોઇ શકો છો કે? અથવા તમે કંઇ પણ જોઈ શકો છો? હવે હું તમને સવાલ પુછું ત્યાં સુધી તમારી આંખો મીચી રાખશો. તમે આ પ્રમાણે તમારી આંખો બંધ રાખીને ઘેર જઈ શકશો કે? ના, અલબત નહિ. જ્યારે તમારી આંખો આ પ્રમાણે બંધ છે ત્યારે તમે કોના જેવા છો? આંધળા જેવા. તો આજે હું તમને એક આંધળો, જેને ઇસુએ દેખતો કીધો, તેના વિષેની વાર્તા કહેવાનો છું.

**વાર્તા.**

**આંધળો માણસ.**—ઘણાં ઘણાં વર્ષો પહેલાં જ્યારે પ્રભુ ઇસુ આ પૃથ્વી પર હતો ત્યારે બારતીમાય નામનો એક આંધળો યરેખો શહેરમાં રહેતો હતો. બિચારો આંધળો તેના મિત્રોનું બોલવું સાંભળી શકતો હતો, પણ તેમને જોઇ શકતો ન હતો. પક્ષીઓનું ગાવું અને પવનનો સુસવાટો તે સાંભળી શકતો હતો. મિત્રોના હાથ, મ્હોં, તેમ વરસાદનું પડવું અને સૂર્યની ગરમી તે જાણી શકતો હતો, પણ તે તેમને

જોઈ શકતો ન હતો. તેમજ લાકડીને ટેકે ટેકે રસ્તે રસ્તે જઈ શકતો, પણ રસ્તાને જોઇ શકતો ન હતો. પણ પશુપક્ષીઓ, ઝાડપાલો, વરસાદનાં વાદળ, સૂર્ય, ચંદ્ર અને તારાઓ તેમજ લોકો તેને જે ચીજ વિષે વાત કરતા તેને જોવાનું તેને કેટલું બધું મન થતું હશે? શું એવા આંધળા માણસની તમને દયા નથી આવતી? આંધળો હોવાથી બિચારો કંઇ કામ કરી શકતો ન હતો. જો કોઇએ તેને ટોપલીઓ ગુંથતાં કે ખુરસીઓ ભરતાં કે બીજું કંઈ કામ શિખવ્યું હોત તો તે કરીને પોતાનું ગુજરાન ચલાવી શકત, પણ કોઇએ એવું કામ તેને શિખવ્યું ન હતું તેથી તેને ભીખ માગવી પડી. તે રસ્તામાં ભીખ માગવા બેસતો હતો. રસ્તા ઉપરથી જતા આવતા માણસોનો પગરવ અને તેમનું બોલવું સાંભળી તે ભીખ માગતો હતો. કોઇ વખતે કોઇ માણસ કંઇ આપતો ત્યારે તે તેનો ઉપકાર માનતો. ખરેખરી રીતે બોલતાં તે સુખી ન હતો, કેમકે તેને દેખતા થવાની ચાહના હતી.

**ઇસુનું આ રસ્તેથી જવું.**—એક દિવસે રસ્તાની કોરે બેસીને ભીખ માગતો હતો, ત્યારે ઘણાં માણસોનાં પગલાં વાગતાં અને વાતચીત તેના સાંભળવામાં આવ્યાં. તેણે પુછ્યું કે, આજે અહિં આટલા બધા લોકની ગિરદી કેમ થઈ છે? કોઇએ કહ્યું, ઈસુ અને તેના મિત્રો અહિં થઇને જાય છે. હવે બારતીમાએ ઇસુ વિષે સાંભળ્યું હતું એટલુંજ નહિ પણ ઘણા માણસોએ ઇસુ વિષે સાંભળ્યું હતું કે તે સમુદ્ર પર ચાલ્યો છે, તેણે તોફાન શાંત કર્યું છે, માંદાંઓને સાજાં કીધાં છે અને મરેલી નાની છોડીને જીવતી કીધી છે; તેથી બારતીમાએ જ્યારે ઇસુ વિષે સાંભળ્યું ત્યારે તે ખુશી થયો. પણ ઇસુ પાસે જવાને બીધો તેથી તેણે બુમ પાડી કે, "હે ઇસુ, મારા પર દયા કર; હે ઇસુ, મારા પર દયા કર." એવી રીતે પોતાથી પાડી શકાય તેટલા જોરથી બુમો પાડવા લાગ્યો. લોકોએ તેને ધમકાવતાં કહ્યું કે, "ચુપ રહે; મહાન ગુરૂને તસ્દી આપનાર તું કોણ છે?"

**આંધળો દેખતો થાય છે.**—પણ બારતીમાએ ઇસુ વિષે સાંભળ્યું હતું કે ઈસુ બહુ દયાળુ છે, તેથી તેના મનમાં આવ્યું કે જો આજે તેને ન મળું તો પછી કયારે મળાય? કદાપિ તે આ રસ્તેથી ફરીને જાય કે ના

પણ જાય. એવો વિચાર કરીને તેણે પહેલાં કરતાં વધારે મોટે સાદે બુમ પાડતાં કહ્યું કે, "ઇસુ સ્વામી, મારા પર દયા કર." આ સાંભળી ઇસુ ઉભો રહ્યો (તે હમેશાં સંકટમાં આવી પડેલાની બુમ સાંભળે છે) ને કહ્યું કે, તે માણસને મારી પાસે લાવો. ત્યાર પછી તેના આવ્યા પર ઇસુએ તેને મમતાથી પુછ્યું કે, તારે શું જોઈએ? આંધળાએ ઉત્તર આપતાં કહ્યું, સાહેબ, હું એટલુંજ માગું છું કે હું દેખતો થાઉં. ઇસુએ તેને કહ્યું કે, "તું દેખતો થા; કેમકે તેં મારા પર વિશ્વાસ કીધો છે." (અહિં બારતીમાયના આનંદનો ચિતાર આપો.) હવે તેણે ઇસુની મમતાળુ વાણી સાંભળી એટલુંજ નહિ પણ તેનો મમતાળુ ચહેરો તે જોવા પામ્યો. તેણે ઈસુનો ઉપકાર માન્યો અને દેવની સ્તુતિ કીધી તેમાં કંઈ નવાઇ નહિ, અને ઇસુને નહિ છોડતાં તેની પાછળ ગયો અને બધા લોકો આગળ જાહેર કરવા લાગ્યો કે, ઇસુએ મને દેખતો કીધો છે.

**વાર્તાની છેવટમાં.**—આંધળાને કોણ દેખતો કરી શકે? સોનેરી વાકય શિખવો. આ વાર્તા વિષે છોકરાંની સાથે વાતચીત કરો, અને તેમના મનમાં આંધળા અને ગરીબ લોકો પ્રત્યે દયાની લાગણી ઉત્પન્ન કરવાનો યત્ન કરો. જો આંધળાએ ઇસુની દયા માગી ન હોત તો શું તે દેખતો થાત? આપણે જો ઇસુની મદદ જોઇએ તો શું કરવું?

**પ્રાર્થના.**—"હે પ્રિય ઇસુ, તું આવો સમર્થ છે ને મારા પર પ્રીતિ કરે છે માટે તારો ઉપકાર માનું છું. હે પ્રભુ, સંકટના સમયમાં હું તારી સહાય માગું એવી બુદ્ધિ મને આપજે."

**સોનેરી વાકય.**—"યહોવાહ આંધળાઓને દેખતા કરે છે." ગી. શા. ૧૪૬; ૮.

---

## પાઠ ૨૩મો.

### પાઠ ૧૫—૨૨ સુધીનું પુનરાવર્તન.

**શિક્ષકોની તૈયારી.**—પોતાની તૈયારીને માટે દરેક પાઠનું તમે પુનરાવર્તન કરો. શાસ્ત્રના જે ભાગ દરેક પાઠમાં આપવામાં આવ્યા છે તે ફરીને વાંચી જાઓ, અને ઇસુની બાળાવસ્થાની હકીકતની એક

ટુંકી વાર્તા તમે બનાવો, ને ત્યાર પછીની ઈસુની પ્રીતિ અને શક્તિ દર્શાવનાર વાર્તાઓ કહો.

**આ બધી વાર્તાઓનો હેતુ.**—ઇસુ કોણ અને કેવો છે તે દર્શાવતાં છોકરાંના મનમાં ઈસુ પર પ્રીતિ ઉત્પન્ન કરવાનો.

**છોકરાંને માટે આ પાઠનો નમુનો.**

(૧) ઇસુની બાળાવસ્થા વિષેની જે ત્રણ વાર્તાઓ આપવામાં આવી છે તેની એક ટુંકી વાર્તા બનાવો.

(૨) ઇસુ નામનો એક માણુસ હતો એવી રીતે બોલીને છોકરાં સાથે વાત કરો, અને તેનાં કરેલાં ચમત્કારિક કામો વિષે છોકરાંને કહેવા દો.

**સોનેરી વાકય.**—સોનેરી વાકયો વિષે છોકરાંને સવાલો પુછો.

---

# ભાગ છઠો. ઈસુનો ઉપકાર માનવો, અને તેની સ્તુતિ કરવી.

## પાઠ ૨૪મો.

### દશ કોઢીઆ શુદ્ધ કરાયા.

લુક ૧૭; ૧૧-૧૯.

**શિક્ષકોની તૈયારી.**—આ વાર્તા ફરી ફરીને વાંચો, અને બનેલા જુદા જુદા બનાવો તમારી નજર આગળ લાવો. દશ કોઢીઆ રસ્તાને કોરે છેટે ઉભા છે, ખ્રીસ્તની પાછળ તેના શિષ્યો અને લોકોનું ટોળું જાય છે, કોઢીઆ ઇસુની દયા માગવાને કરૂણાજનક બુમ પાડે છે. ખ્રીસ્તના કહેવા પ્રમાણે કરવાને તેઓ નીકળે છે ત્યારે તેમના મનમાં શક ઉત્પન્ન થાય છે, અને ત્યાર પછી થોડી વારમાં તેઓ શુદ્ધ થાય છે ત્યારે તેમને બહુ મોટો આનંદ થાય છે. તેઓમાંનો એક પ્રભુનો ઉપકાર માનવાને પાછો ફરે છે, અને તેનો ઉપકાર માની તેની સ્તુતિ કરે છે. જે નવ અનુઉપકારી થયા તેને લીધે ઇસુને દુઃખ થાય છે. શુદ્ધ થએલો સમરૂની

ઈસુ પર વિશ્વાસ કરે છે, ઇત્યાદિ બધા બનાવો જાણે તમારી નજર આગળ બને છે એમ તમને લાગે તો છોકરાંની આગળ આ વાર્તા કહેવાને તમે બરાબર તૈયાર થયા છો એમ સમજવું. પ્રભુનો ઉપકાર માનવો અને તેની સ્તુતિ કરવી એ વાત છોકરાંના મનમાં ઠસાવવાના હેતુથી આ પાઠ અને ત્યાર પછીના બે પાઠ લખવામાં આવ્યા છે તે વાત ધ્યાનમાં રાખશો.

**વાર્તાનો હેતુ.**—દેવ તરફથી આપણને જે આશીર્વાદો મળે તેને માટે આપણે ઉપકાર માનવો એ છોકરાંને શિખવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમે કોઇ આંધળા માણસને ઓળખો છો? આંધળા બારતીમાયને ઈસુએ શું કર્યું? તમે કોઇ કોઢીઆને કદિ જોયો છે? આજે હું તમને એક કે બે નહિ, પણ દશ કોઢીઆને ઇસુએ સારા કર્યા તે વિષેની વાર્તા કહેવાનો છું.

**વાર્તા.**

**દશ કોઢીઆ.**—એક વખતે ઇસુ પોતાના મિત્રમંડળ સાથે યરૂશાલેમ જતો હતો. રસ્તે ચાલતાં દશ માણસ તેની સામે આવે છે એવું તેના જોવામાં આવ્યું. તેઓ ચિંથરેહાલ સ્થિતિમાં ધીમે ધીમે તેમના તરફ આવતા હતા. દેખાવમાં તેઓ માંદા માણસના જેવા, હા, ખરેખર માંદાજ હતા, કેમકે તેઓને કોઢ રોગ લાગ્યો હતો. આ બિચારા માણસોની સ્થિતિ દયાજનક હતી. તેઓ ઘરમાં રહી શકતા નહિ, મિત્રોને મળી શકતા નહિ, ગામમાં જઇ શકતા નહિ, રસ્તે ચાલતાં કોઇ માણસ તેમની સામે મળે તો તેઓએ ખસી જવું જોઇએ, અને છેટે ઉભા રહી તેઓને બુમ પાડવી પડતી કે, અશુદ્ધ, અશુદ્ધ. અરે! તેમના દુઃખ વિષે શું કહું! તેમના શરીર પર ધારાં પડયાં હતાં. કોઇની આંગળીઓ તો કોઇનાં કાન, નાક ખરી પડેલાં હતાં એટલુંજ નહિ પણ તેઓ ભુખે મરતા હતા, કેમકે તેઓ કંઇ કામ કરી શકતા ન હતા. કોઈ વખતે કોઇને તેમના ઉપર દયા આવે તો જેમ ઢોરને તેમ તેમને ખાવાનું જમીન પર નાંખી ખસી જતા, અને કોઈ વખત

ભીખ માગે તો કોઇ તેમને થોડા પૈસા આપે. બિચારા કોઢીઆ રાત્રે ટાઢે મરે, ભુખ્યા પડી રહે, ને રાતદિવસ દરદથી પીડાય એ તો વળી જુદું! આવા કોઢીઆ પર આપણે દયા કરવી અને તેમને બનતી મદદ આપવી જોઇએ. ઇસુ ઘણાં ચમત્કારિક કામો કરે છે, માછી-ઓને મદદ કરે છે, પાણી પર ચાલે છે, તોફાન શાંત કરે છે, આંધળાને દેખતા કરે છે, બ્હેરાંને સાંભળતા કરે છે, મુએલી નાની છોડીને જીવતી કરી છે, વિગેરે વાતો લોકોમાં બધેબધ ફેલાઇ ગઇ હતી અને તેથી કરીને આ કોઢીઆઓએ પણ કોઇ રીતે તે સાંભળી હતી.

**ઈસુ દશ કોઢીઆને શુદ્ધ કરે છે.**—હવે ઇસુ અને તેના શિષ્યોને કોઢીઆઓએ જોયા ત્યારે તેમને એમ લાગ્યું કે, કોઇ પાસેના ગામના અજાણ્યા માણસો છે, પણ એટલામાં કોઇએ કહ્યું કે તે સદ્‌ગુરૂ ઈસુ અને તેના શિષ્યો છે. આ સાંભળતાંની વારમાંજ તેઓ બુમ પાડવા લાગ્યા. તેઓએ કેવી બુમ પાડી હશે તે વિષે તમે શું ધારો છો? શું અશુદ્ધ! અશુદ્ધ? ના, એમ નહિ. એ શબ્દો તેઓ આ વખતે ભુલી ગયા, અને એવી બુમ પાડી કે, 'ઈસુ સ્વામી, અમારા પર દયા કર.' (આવીજ બુમ બારતીમાએ પાડી હતી તે યાદ છે કે?) શું આ બુમ ઇસુએ સાંભળી? કેમકે ત્યાં ઘણા માણસો વાતો કરતા હતા. હા, તેણે સાંભળી હતી. તે ઉભો રહે છે. સાંભળો, તે તેઓને શું કહે છે:— "જાઓ, પોતાને યાજકને દેખાડો." તેઓએ પોતાના મનમાં કહ્યું શા કારણ માટે યાજક પાસે જવું? માત્ર શુદ્ધ થએલાજ કોઢીઆ યાજક પાસે જાય છે. પણ પછી તેઓ સમજ્યા કે તેનું એવું કહેવું છે કે "હું તમને શુદ્ધ કરવા ચાહું છું." તેથી તેઓ ગામ ભણી દોડી ગયા. તેમનું દરદ એકાએક જતું રહ્યું. શરીર પરનાં બધાં ઘારાં એકાએક રૂઝાઈ ગયાં અને શરીર આપણા જેવું થયું. આથી કરીને તેઓ દોડી શકયા અને તેઓ ખરેખર દોડયા પણ ખરા. પ્રથમ તેઓએ યાજકને, ને ત્યાર પછી સગાંવહાલાં અને મિત્રોને મળવાનું હતું.

**ઉપકાર માનનાર એકજ જણ.**—તેઓ દોડતા હતા તેઓમાંનો એક જણ એટલે દશમાંનો એક, જે સર્વથી ગરીબ હતો, તે ગામ ભણી દોડયો નહિ, પણ પાછો ફરી ઇસુ પાસે દોડી આવ્યો. હવે તે શુદ્ધ થએલો

છે માટે ઇસુ પાસે આવી શકયો, કેમકે તે હવે કોઢીઓ નહોતો. ઇસુની છેક પાસે તેના પગ આગળ પડીને તેનો ઉપકાર પર ઉપકાર માનવા લાગ્યો. ઇસુ પોતાના શિષ્યોની ગમ ફરીને પુછે છે કે, શું દશ કોઢીઆ શુદ્ધ થયા નહોતા? તો બીજા નવ કયાં છે? દેવને મહિમા આપવાને પાછો ફરે એવો શું આ એક પરદેશી સિવાય બીજો કોઇ નથી? પછી ઇસુ પ્રીતિથી ને મમતાથી કોઢીઆને કહે છે કે, "ઉઠીને ચાલ્યો જા; તારા વિશ્વાસે તને બચાવ્યો છે."

**વાર્તાની છેવટમાં.**—ઉપકાર માનવાને કેવળ એકજ જણ પાછો ફર્યો. દશમાંનો કોણ સૌથી વધારે સુખી થયો હશે એ વિષે તમે શું ધારો છો? તમો કોના જેવા થવા ચાહો છો? જો કે પ્રભુએ આપણો કોઢ મટાડયો નથી, પણ તે કરતાં વધારે મોટું કામ કીધું છે. પ્રભુએ આપણને આ રોગ લાગવા દીધો નથી માટે આપણને રહેવાને ઘર અને ખાવાને ખોરાક અને સગાંવહાલાંનો સમાગમ મળ્યો છે એને માટે તેનો ઉપકાર માનવો (સોનેરી વાકય શિખવો). સોનેરી વાકય આપણને શુ શિખવે છે? પ્રાર્થના—"હે પ્રભુ, અમે તારો ઉપકાર માનીએ છીએ કે તેં અમને કોઢ રોગથી બચાવ્યા છે, અને અમને ઘર, ખાવાનું તથા મિત્રો આપ્યાં છે. કોઇ વખતે અમે તારો ઉપકાર માનવો ભુલી જઇએ છીએ તેની માફી આપ, અને અમારી સહાય કર."

**સોનેરી વાકય.**—"યહોવાહની ઉપકારસ્તુતિ કરવી...તે સારૂં છે." ગીત. ૯૨; ૧.

---

## પાઠ ૨૫મો.

### ઠાઠબંધ સ્વારી.

**માથ્થી ૨૧; ૧-૧૬.**

**શિક્ષકોની તૈયારી.**—વળી માર્ક ૧૧; ૧-૧૧: લુક ૧૯; ૨૮-૪૦ અને યોહા. ૧૨; ૧૨-૧૯ વાંચો. આ દરેક ભાગમાંથી તમારી વાર્તા તૈયાર કરવાને કંઇ ને કંઈ પણ બાબતો તમને મળી આવશે. નીચેની વાતો તમારા મનમાં બરાબર ઠસાવો—આ વખત પાસ્ખા પર્વનો છે,

યરૂશાલેમ શહેરમાં હજારો લોક આવેલા છે, ઘણા માણસોએ ઇસુ વિષે સાંભળ્યું છે અને ઘણાએ તેનો ઉપદેશ સાંભળ્યો છે એટલુંજ નહિ પણ તેને જોયો છે, અને તેના હાથે સાજાપણું પણ પામ્યા છે, બીજા કેટલાક સાજા થએલાના મિત્રો છે. પ્રભુ અમારે માટે રાજા મોકલવાનો છે માટે લોકો તેની આવવાની વાટ જોતા હતા તે વાત તમે યાદ રાખશો. તેઓ ધારતા હતા કે ઇસુ તેજ અમારો રાજા થશે, તેથી ઇસુને તેઓએ માન આપી જય જયના પોકાર કર્યો તેમાં કંઇ નવાઈની વાત નથી. 'ઇસુ રાજા છે' એ વાત એક ક્ષણભર પણ ભુલશો નહિ. તમારા વિદ્યાર્થીઓને આ વાત એવી રીતે કહો કે, તેમનાં અંતઃકરણમાં ઇસુને માન આપવાની અને તેની સ્તુતિ કરવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થાય.

**વાર્તાનો હેતુ.**—ઇસુ રાજા છે માટે તેને માન આપવાની અને તેનો જય જય કરવાની ભાવના છોકરાંના અંતઃકરણમાં ઉત્પન્ન કરાવવાનો.

### છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—તમને આંધળા બારતીમાયની વાર્તા યાદ છે કે? જ્યારે ઇસુ રસ્તે થઇ જતો હતો ત્યારે આ આંધળાએ બુમ પાડી હતી. ઇસુ એક વખતે યરૂશાલેમ તરફ જતો હતો, અને હવે આજે હું તમને ઇસુએ શહેરમાં કેવી રીતે પ્રવેશ કીધો, અને લોકોએ કેવાં અજાયબ જેવાં કૃત્યો કીધાં તે વિષે વાર્તા કહેવાનો છું.

### વાર્તા.

**શહેર તરફ જવાના માર્ગમાં.**—ઇસુ અને તેના બાર ખાસ મિત્રો યરૂશાલેમ નગર તરફ જતા હતા. આ નગરમાં ભવ્ય અને સુંદર મંદિર આવેલું હતું. સંધ્યાકાળને સુમારે ઇસુ અને તેના મિત્રો યરૂશાલેમ શહેરની પાસે આવેલા બેથાનીઆ ગામ આગળ આવી પહોંચ્યા, અને એજ ગામમાં રાતને માટે મુકામ કર્યો. શહેર અને તેની આસપાસનાં પરાંઓ માણસોથી ભરાઇ ગયાં હતાં. પર્વ હોવાથી માણસોની ભારે ગિરદી થઇ હતી. દરેક રસ્તો માણસોથી ભરેલો હતો, અને એમ મોટા મેળાના જેવો દેખાવ થઇ રહ્યો હતો. બીજે દિવસે સવારમાં ઇસુ અને તેના શિષ્યો યરૂશાલેમ જવા નીકળ્યા.

**ગધેડાને મંગાવે છે.**—જ્યારે તેઓ યરૂશાલેમની છેક નજદિક પહોંચે છે ત્યારે ઇસુ પોતાના શિષ્યોમાંના બેને બોલાવે છે—તેઓ કદાપિ પીતર અને યોહાન હશે—અને તેમને કહે છે કે, પેલું સામું ગામ તમે જુઓ છો? ત્યાં તમે જાઓ, અને ફળીઆમાં તમને ગધેડું અને તેનું વછેરૂં બાંધેલું મળશે તેમને છોડી લાવો. પણ શિષ્યોએ કહ્યું કે, તેમને છોડતાં કોઇ પુછે કે તમે શું કરો છો તો? ત્યારે ઇસુએ કહ્યું કે, જો કોઇ તમને પુછે કે, તેને કેમ છોડો છો? તો એમ કહો કે, પ્રભુને તેનો ખપ છે, એટલે તે તેમને લાગલો મોકલી દેશે. ઇસુ બધું જાણે છે, માટે તેના કહેવા પ્રમાણે બધું થયું. આ બન્ને શિષ્યો ઇસુ પર ઘણી પ્રીતિ કરતા હતા તેથી તેમને આજ્ઞા મળતાંજ તેઓ ગામ તરફ દોડી ગયા, અને ઇસુના કહેવા પ્રમાણે ખરેખર ગધેડું અને તેનું વછેરૂં બાંધેલાં તેમના જોવામાં આવ્યાં. શિષ્યો તેમને છોડવા લાગ્યા ત્યારે તેમનો ધણી પાસે આવી પુછવા લાગ્યો કે, તમે શા માટે તેમને છોડો છો? શિષ્યોએ ઇસુના કહેવા પ્રમાણે જવાબ આપ્યો કે, 'ગુરૂને તેનો ખપ છે.' ત્યારે તેણે કહ્યું ખુશીથી લઇ જાઓ, કેમકે ઇસુ પ્રત્યેની પોતાની પ્રીતિ બતાવવા તે ચહાતો હતો.

**મોટી ઠાઠબંધ સ્વારી.**—બન્ને શિષ્યો પેલાં ગધેડાંને લઇને ઇસુ પાસે પાછા આવ્યા. પછી તેઓએ શું કીધું તે વિષે તમે શું ધારો છો? તેઓએ ઇસુને રાજા સરખું માન આપ્યું. તેઓએ પોતાનાં વસ્ત્ર ઉતાર્યાં અને વછેરાની પીઠ પર નાંખી ઇસુને તે ઉપર બેસાડયો. પછી શિષ્યો અને બધા લોક કહેવા લાગ્યા કે ઇસુને માન આપવાને માટે આપણે કંઈ કરવું જોઇએ. ઘણાખરા લોકોએ ઇસુનો બોધ અને મધુર વાતો સાંભળી હતી અને તેનાં પરાક્રમી કામો જોયાં હતાં. તેમજ તેઓમાંના કેટલાએકને ઇસુએ સાજા કીધા હતા. તેઓને વળી માલુમ હતું કે, તેણે માછીઓને સારી મદદ કીધી છે, તોફાન શાંત કર્યું છે, તે પાણી પર ચાલ્યો છે, આંધળાને દેખતા કીધા છે, કોઢીઆને શુદ્ધ કીધા છે અને નાની મરેલી છોડીને જીવતી પણ કરી છે. માછીઓ, જે ઇસુના મિત્રો થયા હતા, તેઓ પણ હાજર હતા. હું ધારૂં છું કે આ વખતે શિષ્યોની સાથે યાઐરસ, બારતીમાય, જીવતી થએલી નાની છોડી અને

શુદ્ધ થએલા કેટલાએક કોઢીઆ પણ હશે. તેઓએ કહ્યું, આપણે ઇસુ માટે શું કરીશું? પછી તેઓમાંના કેટલાકે પોતાનાં વસ્ત્ર કાઢી ઇસુના જવાના રસ્તામાં પાથર્યાં. આ વખતે સેંકડો માણસો ઇસુની આગળ અને પાછળ ચાલતા હતા.

**ઇસુનો જયજયકાર.**—સર્વ લોકે મોટા આનંદમાં આવી બુમ પાડતાં કહ્યું, "હોશાના, હોશાના, પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે," એમ ગાતાં અને નાચતાં કુદતાં શહેરની છેક પાસે આવી પહોંચ્યા ત્યારે શહેરના લોકો તેમનું ગાવું નાચવું સાંભળીને શહેર બહાર ઇસુની સામે ગયા. આ લોકમાં કેટલાંક છોકરાં પણ હતાં. તેઓ ઇસુને માટે જે ગીત ગાતા હતા તે તેઓ પણ ગાવા લાગ્યાં એટલે "હોશાના, હોશાના." હવે સ્વારીમાં ઇસુના કેટલાક દુશ્મનો પણ હતા, તેમણે ઇસુને કહ્યું, "આ લોકને આજ્ઞા કર કે તમારે છાના રહેવું જોઇએ." ઇસુએ જવાબ આપ્યો કે, "એમ બનવું મુશ્કેલ છે, જો તેઓ છાના રહે તો પથરા પોકારી ઉઠશે." જ્યારે આ લોક ગીત ગાતા ગાતા શહેરમાં ગયા ત્યારે શહેરના લોક પુછવા લાગ્યા કે, આવી મોટી ઠાઠબંધ કોની સ્વારી છે? ગાનારાઓએ જવાબ આપ્યો કે, "એ તો નાઝારેથનો મહાન ગુરૂ ઇસુ આવે છે."

**વાર્તાની છેવટમાં.**—જો તમે આ સ્વારીમાં હાજર હોત તો આ ગીત ગાવામાં ભાગ લેત કે? હું ધારૂં છું કે હા. વારૂ, તમે હાલ તેની સ્તુતિ કરી શકો છો. ચાલો આપણે સોનેરી વાકય બોલી તેની સ્તુતિ કરીએ. (સોનેરી વાકય શિખવો.) ઇસુ રાજા છે માટે આપણે તેની ગીત ગાઈ સ્તુતિ કરીએ. ('ઇસુના નામને દો મહિમા' કે કોઇ બેસતું આવે એવું ગીત ગવડાવો.) આપણે પ્રાર્થનાદ્વારે તેની સ્તુતિ કરીએ—"હે વ્હાલા ઇસુ, તું અમોને શિખવવાને આવ્યો છે માટે તારો ઉપકાર માનીએ છીએ. તું અમારા અંતઃકરણનો રાજા થા એવી અમારી વિનંતી છે."

**સોનેરી વાકય.**—"પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે." માત્થી ૨૧ ; ૯.

---

# પાઠ ૨૬મો.

## એક લંગડાને ચાલતો કીધો.

પ્રે. કૃ. ૩; ૧-૧૧.

**શિક્ષકોની તૈયારી.**--પચાસમે દિવસે શું શું બન્યું તે ધ્યાનમાં આવે માટે પ્રે. કૃ. ૧; ૧-૪૭ વાંચો. વળી પીતરને તથા યોહાનને સાજા કરવાની શક્તિ કેવી રીતે મળી તેનો ખુલાસો પીતર પોતેજ કરે છે તે કલમો વાંચો, એટલે પ્રે. કૃ. ૩; ૧૨-૧૬. યાદ રાખો કે આ સાજા કરવાનું કામ ઇસુએ પોતેજ કર્યું પણ એટલુંજ કે તેણે તેના શિષ્યોની મારફતે તે કર્યું તે વાત મનમાં રાખશો. આ વાર્તાનો હેતુ લક્ષમાં લઇને તમારી વાર્તા એવી રીતે બનાવો અને છોકરાંને કહો કે જેથી છોકરાંના મનમાં પરમેશ્વરની સ્તુતિ કરવાની ઉત્કંઠા ઉત્પન્ન થાય.

**વાર્તાનો હેતુ.**—છોકરાં પોતાને મળેલા આશીર્વાદોની કદર કરી તેને માટે પ્રભુની સ્તુતિ કરે એવું મન તેમનામાં ઉપજાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**--કોઇ લંગડાને કે ચાલી શકતો ન હોય એવા કોઇને તમે ઓળખો છો? એવા લંગડા પાંગળામાંના ઘણા શું કામ કરતા હશે? તેઓ ભીખ માગી ખાય છે. એવા એક લંગડા પાંગળાને ઇસુના શિષ્યોએ કેવી રીતે ચાલતો કર્યો તે વિષેની વાર્તા આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**લંગડો ભીખારી.**—એક મોટું નગર કે જે વિષે મેં તમને ગયા પાઠમાં શિખવ્યું હતું તે નગરમાં ઘણાં ઘણાં વર્ષો ઉપર એક લંગડો ભીખારી રહેતો હતો. તે ભીખારી જન્મથી લંગડો હતો. તેને કોઇ એવા પ્રકારની હરકત થઇ હતી કે જેથી તે કદિ ચાલી શકતો નહિ. રોજ તેના મિત્રો તેને ઉંચકીને મોટા મંદિરના દરવાજા આગળ ભીખ માગવાને મુકી આવતા હતા. ભીખ માગવાની આ જગ્યા બહુ સારી હતી, કેમકે દરરોજ ઘણા લોક ત્યાં મંદિરમાં ભજન કરવાને જતા હતા.

**પીતર અને યોહાન.**—એક દિવસ એવું બન્યું કે ત્યાં બેસીને ભીખ માગતો હતો ત્યારે બે માણસ ત્યાં આવ્યા. તેઓ ઇસુના મિત્રો

પીતર તથા યોહાન હતા. આ વખતે ઇસુ તો પોતાના વૈભવી આકાશી ઘેર ગયો હતો, પણ તેના મિત્રો તેની આજ્ઞા પ્રમાણે ચાલી તેના જેવાં કામો કરવાને યત્ન કરતા હતા. તેઓ લોકોને ઉપદેશ કરતા હતા કે ઇસુ દેવનો દીકરો છે. હમણાં પીતર અને યોહાન આ મહાન મંદિરમાં ભજન કરવા જતા હતા. ભીખારીએ જ્યારે તેમને જેયા ત્યારે તેણે પોતાના મનમાં કહ્યું 'અરે! પ્રભુ, જો હું આ લોકોની માફક માત્ર ચાલી શકું તો કેવો સુખી થઉં! તેઓ કેવા સુખી દેખાય છે! તેમની સાથે મંદિરમાં જાઉં અને દેવનું ભજન કરૂં તો કેટલો બધો આનંદ થાય!'

**ભીખ માગે છે.**—શિષ્યો જ્યારે પાસે આવ્યા ત્યારે ભીખારીએ પોતાના મનમાં જે વાત આવી હતી તે માગી નહિ, પણ પોતાના રોજના રિવાજ પ્રમાણે ભીખ માગવા લાગ્યો કે, 'લંગડા ભીખારીને પૈ પૈસો આપો, મહારાજ.' પીતર અને યોહાનને લંગડા ઉપર દયા આવી. ઇસુ તો હમેશાં આવા માણસોને સાજા કરતો અને શિષ્યો લાંબા વખત સુધી ઇસુની સાથે રહ્યા હતા અને તેમણે આવાં કામો થતાં જેયાં હતાં. પીતરે ભીખારી સામું થોડી વાર ધારી જેઇ કહ્યું, "અમારી ગમ જો." લંગડા માણસે તેમ કીધું, કેમકે તેના મનમાં આવ્યું કે, આ માણસો ભલા ને દયાળુ દેખાય છે માટે તેઓ પૈ પૈસા કરતાં મને કંઇ વધારે આપશે.

**લંગડો ચાલતો થાય છે.**—પીતર તેને પૈ કે પૈસો આપતો નથી, કેમકે તેની પાસે પૈસા કરતાં કરોડો ઘણું મુલ્યવાન જે હતું તે તેને આપવા ચહાતો હતો. તેણે લંગડાને કહ્યું, "પૈસા કે સોનું રૂપું મારી પાસે નથી, પણ મારી પાસે જે છે તે હું તને આપું છું," એમ કહીને પીતરે તેને કહ્યું કે, 'ઇસુના નામથી ઉઠીને ચાલ.' પછી પીતરે નીચા નમી તેનો હાથ પકડી ઉઠાડયો અને જ્યારે પીતરે તેને ઉભો કર્યો ત્યારે તેના પગમાં અને ઘુંટીઓમાં જેર આવ્યું. આથી તેને કેટલો બધો આનંદ થયો હશે તે કોણ કહી શકે! તે ચાલતો, કુદતો ને દેવની સ્તુતિ કરતો પીતર અને યોહાન સાથે મંદિરમાં ગયો. બધાંને કહેવા લાગ્યો 'મને જુઓ, હું સાજે થયો છું! પ્રભુની સ્તુતિ કરો, પ્રભુની સ્તુતિ કરો.'

**સ્પષ્ટિકરણ.**—બધા લોકોએ જ્યારે તેને ચાલતો અને દેવની સ્તુતિ કરતો દીઠો ત્યારે તેઓ અચરત થયા. તેઓએ ભીખારીને ઓળખ્યો, પણ તે વિષે તેઓ સમજી શકયા નહિ. લંગડાની આસપાસ ઘણા લોક વિંટળાઇ વળ્યા. પીતર આ વખતે પોતાના મનમાં બીધો કે, રખેને લોકના મનમાં એવું આવે કે મેં તેનો સાજો કીધો છે. તેથી પીતર તેમને કહેવા લાગ્યો કે 'ઇસુના સામર્થ્યથી અને તેના નામ પરના અમારા વિશ્વાસથી આ લંગડો ચાલતો થયો છે.' ઇસુ તે મહાન વૈદ છે.

**વાર્તાની છેવટમાં.**—જે વાર્તા કહેવામાં આવી છે તે વિષે છોકરાં સાથે વાત કરો. લંગડાને સાજો કરવા વિષે પીતરના મનમાં કેવો વિચાર ઉત્પન્ન થયો? લંગડાએ શી માગણી કરી હતી? તેના માગ્યા કરતાં શું તેને અધિક મળ્યું નહિ? પૈસા કરતાં શરીરે તંદુરસ્તી અને સહુ કરતાં વધારે ઉત્તમ શું શુદ્ધ હૃદય નથી? આપણે માટે ઇસુએ શું કર્યું છે? આપણે બીજાઓની રૂબરૂમાં તેની સ્તુતિ કરીએ. આ લંગડાએ એમજ કીધું. (સોનેરી વાકય શિખવો). કોઇ પણ ઉપકાર-સ્તુતિનું ગીત ગાઓ. પ્રાર્થના—"હે વહાલા ઇસુ, અમારામાંનાં ઘણાં-ખરાંને તેં તંદુરસ્ત શરીર આપ્યું છે તેને માટે અમે તારી સ્તુતિ કરીએ છીએ. તારાં સર્વ કૃપાદાનો બદલ અમે તારી સ્તુતિ કરીએ છીએ."

**સોનેરી વાકય.**—"અને સર્વ લોકે તેને ચાલતો તથા દેવની સ્તુતિ કરતો દીઠો." પ્રે. કૃ. ૩ ; ૯.

---

## પાઠ ર૭મો.

## બે આનંદી કેદી.

પ્રે. કૃ. ૧૬; ૧૯–૪૦.

**શિક્ષકોની તૈયારી.**—ઉપલો આખો અધ્યાય વાંચો. કલમ ૧૨માં પાઉલ અને સીલાસ તે વખતે કયા શહેરમાં હતા તે દર્શાવવામાં આવ્યું છે. કલમ ૧૪ અને ૧૫માં તેઓ ત્યાં કોના ઘરમાં ઉતર્યાં હતા તે જણાવ્યું છે. કલમ ૧૬–૧૮ માં એક છોડીને ભુંડો આત્મા વળગ્યો હતો, તે આત્માને પાઉલે કેવી રીતે કાઢયો ને એથી તેના માલિકોને કેવું

ખોટું લાગ્યું તે દેખાડવામાં આવ્યું છે. ધ્યાનમાં રાખશો કે પાઉલ અને સીલાસ તેઓ ઇસુના બાર શિષ્યોમાંના ન હતા, પણ ઇસુના મરણ અને પુનરુત્થાન પછી તેઓ બંને ખ્રીસ્તી થયા હતા.

**વાર્તાનો હેતુ.**—પ્રભુનાં છોકરાં દુઃખમાં આવી પડે છે, તો પણ તેમાં આનંદ કરી શકે છે તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમે કોઇ સિપાઇને કેદી લઇ જતાં કદિ જોયો છે? સિપાઇ શું તેને હાથકડી ઘાલીને કે દોરડું બાંધીને લઇ જતો નથી શું? કેદી કદિ આનંદી દેખાય છે? ના, વારૂ ત્યારે આજે હું તમને બે આનંદી કેદીઓની અજાયબ જેવી વાત કહેવાનો છું.

**વાર્તા.**

**પાઉલ અને સીલાસ.**—પાઉલ અને સીલાસ નામના બે ખ્રીસ્તી ઉપદેશકો ફિલીપી નામના એક મોટા શહેરમાં ઉપદેશ કરવા ગયા. જેમ પીતર અને યોહાન ઇસુની સાથે રહેનાર હતા તેમ પાઉલ અને સીલાસ ઇસુની સાથે રહેનાર ન હતા. તેઓ તમારી અને મારી માફક ઇસુ વિષે સાંભળીને ખ્રીસ્તી થયા હતા. બાપ્તિસ્મા લીધા પછી તેઓ બંને ઉપદેશનું કામ કરતા હતા. આ મોટા શહેરમાં લુદીઆ નામની એક પૈસાદાર બાઇ રહેતી હતી. તેણે પાઉલ અને સીલાસનો ઇસુ વિષેનો ઉપદેશ સાંભળી વિશ્વાસ કીધો, અને બાપ્તિસ્મા પામી ખ્રીસ્તી થઇ. પછી તેણે ઉપદેશકોને આ શહેરમાં રોકાય ત્યાં સુધી પોતાને ત્યાં ઉતારો આપવાને આમંત્રણ આપ્યું. હવે આ ફિલીપી શહેરમાં મૂર્તિપૂજાનાં ઘણાં દેવસ્થાનો હતાં, પણ સત્ય દેવનું ભજન કરવાને અર્થે કોઇ મંદિર ન હતું. માટે પાઉલ તથા સીલાસ અને આ બાઇ તથા બીજા ખ્રીસ્તીઓ નદી કાંઠે એકાંત જગ્યામાં રોજ જતાં હતાં, ને ત્યાં તેઓ ખરા દેવનાં સ્તોત્ર ગાઇ, પ્રાર્થના કરી તેનું ભજન કરતાં હતાં.

**એક ગરીબ છોડીને મદદ.**—આ શહેરમાં એક ગરીબ છોડી રહેતી હતી. તેનામાં અગમસુચક આત્મા હતો, અને તેથી કરીને આ છોડી પોતાના માંત્રિકપણાથી પોતાના માલિકોને ઘણો લાભ મેળવી

આપતી હતી. એક દિવસ એવું બન્યું કે, પાઉલ તથા સીલાસ, લુદીઆ અને બીજા ખ્રીસ્તીઓ પરમેશ્વરની ભક્તિ કરવા નદી કાંઠે જતાં હતાં; તેવામાં આ છોડી તેમની પાછળ આવીને મોટેથી બુમ પાડવા લાગી કે, "આ માણુસો પરાત્પર દેવના સેવકો છે. તેઓ તારણનો માર્ગ આપણને દેખાડે છે." પછી પાઉલે ભુંડા આત્માને કહ્યું કે, "ઇસુ ખ્રીસ્તને નામે હું તને આજ્ઞા કરૂં છું કે તું એમાંથી નીકળ." પછી ભુંડો આત્મા તેનામાંથી નીકળી ગયો. પણ પછી જ્યારે છોડી ભુંડા આત્માથી મુક્ત થઈ ત્યારે તેના માલિકોને તેની મારફતે પૈસાની જે કમાઇ થતી હતી તે બંધ થઇ જવાથી તેઓ ઘણા ગુસ્સે થયા.

**પાઉલ અને સીલાસની સતાવણી.**—તેઓએ પાઉલ અને સીલાસને પકડયા અને ન્યાયાધીશ પાસે ખેંચી લઇ ગયા ને કહ્યું કે, આ માણસો લોકોને બહુ ત્રાસ આપે છે, કેમકે તેઓ લોકોને એક નવો ધર્મ શિખવે છે અને આપણા રિવાજો તેઓ પાળતા નથી; તેઓ બહુ ખરાબ માણસો છે. તેથી ન્યાયાધીશે તેમની કંઈ પણ તપાસ ચલાવી નહિ. તેમની વિરૂદ્ધ એકઠા થએલા માણસોએ એવી બુમાબુમ પાડવા માંડી કે જેથી તેણે તેમને પોલીસને સોંપી દીધા ને તેઓએ તે બિચારાઓનાં કપડાં ફાડી નાખીને તેમને સખત માર માર્યો, એટલે સુધી કે ઉઘાડે શરીરે ફટકા મારવાથી તેમના શરીર પર લોહી ફુટી નીકળ્યું. ત્યાર પછી અધિકારીઓએ તેમને બંદીખાનામાં પુર્યા ને દરોગાને તાકીદ આપી કે તેમના વિષે બરાબર જાપતો રાખો કે તેઓ નાસી જાય નહિ. એથી તેમને માંહેના બંદીખાનામાં ઘાલ્યા ને તેમના પગ હેડમાં ઠોકયા. આથી તેમનું આખું શરીર બહુ કષ્ટાયું અને તેમના શોળ પરનું લોહી ગંઠાઈ ગયું.

**બંદીખાનામાં પ્રભુનાં સ્તોત્ર અને પ્રાર્થના.**—આથી તેમને એટલું બધું દુઃખ થયું હતું કે, રાત્રે તેમને બીલકુલ ઉંઘ આવી નહિ. પણ આથી તેઓ નિરાશ થઈ રડવા બેઠા નહિ, કેમકે તેઓને ખાત્રી હતી કે પ્રભુએ અમને મુકી દીધા નથી. અમારે માટે ખ્રીસ્તે કેટલું બધું દુઃખ વેઠયું છે તો અમો તેને માટે થોડું દુઃખ ઉઠાવીએ તો તેમાં શું? એવો વિચાર તેમના મનમાં આવતાં તેમને ઘણી શાંતિ અને આનંદ ઉત્પન્ન થયો, અને મધ્યરાત્રે પાઉલ તથા સીલાસ પ્રાર્થના કરીને દેવનાં

સ્તોત્ર ગાતા હતા. સાથી બંદીવાનોએ તેમનાં આ સ્તોત્ર સાંભળ્યાં પણ તેઓ સમજી શકયા નહિ, કેમકે તેઓ મૂર્તિપૂજક હતા અને પોતાના દેવથી બીતા હતા, પણ આ લોક તો પોતાના દેવ પર પ્રીતિ કરતા હતા. તેમની સ્તુતિ તથા પ્રાર્થનાનો પ્રભુએ એવો જવાબ આપ્યો કે, એકાએક એવો મોટો ધરતીકંપારો થયો કે બંદીખાનાના પાયા હાલ્યા.

**છૂટકારો.**—બંદીખાનાનાં સઘળાં બારણાં તુરત ઉઘડી ગયાં ને સર્વનાં બંધનો છૂટી ગયાં; ને બંદીખાનાનો દારોગો ઉંઘમાંથી ઉઠયો. અને જ્યારે બંદીખાનાનાં બારણાં તેણે ઉઘાડાં પડેલાં જોયાં ત્યારે તેણે ધાર્યું કે કેદીઓ નાસી ગયા હશે અને એથી મારી નોકરી જશે તો જશે પણ મારો જીવ પણ જશે, તેથી બ્હેતર છે કે મારે મરી જવું. એવા વિચાર કરીને તેણે પોતાની તલવાર કાઢી આપઘાત કરવાનું કર્યું. ત્યારે પાઉલે મોટો ઘાંટો પાડીને કહ્યું કે, "અમે સહુ અહિં છીએ, માટે તું પોતાને કંઇ ઇજા ન કરતો." પછી દારોગો દીવો માગીને માંહે આવ્યો અને પાઉલ તથા સીલાસને મળી બોલ્યો કે, "ઓ સાહેબો, તારણ પામવા સારૂ મારે શું કરવું જોઇએ?" ત્યારે પાઉલે કહ્યું કે, "પ્રભુ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કર એટલે પોતાના ઘરનાં સુદ્ધાં તારણ પામશે." પછી દારોગાએ તેમના ઘા પરનું લોહી ધોઇ નાખ્યું, તેમને ખાવાનું ભાણું પીરસ્યું ને પોતાના ઘરનાં સુદ્ધાં બાપ્તિસ્મા પામ્યો.

**વાર્તાની છેવટમાં.**—આ વાર્તા વિષે છોકરાં સાથે વાતચીત કરો. પાઉલ અને સીલાસને કેવું દુઃખ થયું? માણસોએ તેમનો ધિક્કાર કર્યો, પોલીસ અમલદારોએ તેમને માર્યાં, તેઓને બંદીખાનામાં નાંખ્યા અને તેમના પગ હેડમાં ઠોકયા પણ દેવે તેઓને કેવો આશીર્વાદ આપ્યો! લુદીઆ તેમની મિત્રેણ હતી, દેવ તેમનો સહાયકારી હતો (તેણે તેમને કેવી મદદ કીધી!) ને દારોગો પોતે તેમનો મિત્ર થયો.

આપણા દુઃખમાં આપણે હમેશાં પ્રાર્થના કરવી જોઇએ તેમજ સ્તોત્રગાયન કરવું જોઇએ, કેમકે પ્રભુ આપણને ભુલી જતો નથી. પાઉલ અને સીલાસે શું કર્યું? (સોનેરી વાકય શિખવો).

**સોનેરી વાકય.**—"મધ્યરાત્રે પાઉલ તથા સીલાસ પ્રાર્થના કરીને દેવનાં સ્તોત્ર ગાતા હતા." પ્રે. કૃ. ૧૬ ; ૨૫.

# ભાગ ૭મો.

# સારૂં કરવાથી દેવને સંતોષ પમાડવો.

## પાઠ ૨૮મો.

### યુસફ પોતાના બાપની આજ્ઞા પાળે છે.

ઉત્પ. ૩૭; ૧-૧૭.

**શિક્ષકોની તૈયારી.**—યુસફ વિષેના દરેક પાઠમાં નીચેની બાબતો ધ્યાનમાં રાખો.

(૧) શાસ્ત્રના જે ભાગો પાઠને મથાળે આપવામાં આવ્યા છે તે ધ્યાનપૂર્વક વાંચવા.

(૨) તેના વિષે જે વાર્તા લખવામાં આવી છે તે છોકરાંને માટે લખવામાં આવી છે એમ સમજીને તમે વાંચો.

(૩) હું પોતે યુસફ છું એવી કલ્પના કરીને તેને કેવી કેવી લાગણી થઇ, તેણે શું શું કહ્યું અને શું શું કર્યું તેનો વિચાર કરો.

(૪) હમેશાં સંબંધાર્થ પ્રશ્નો પુછીને જુની વાર્તાની સાથે નવી વાર્તાનું અનુસંધાન કરો; સવાલોનો ઉપયોગ કરવાથી એ સહેલાઇથી કરી શકાય.

આ પાઠની વાર્તા કહેતાં મુખ્ય વાત એ લક્ષમાં રાખવાની છે કે, યુસફે કેવા આનંદથી આજ્ઞા પાળી; અને સારૂં કરવાથી જે આનંદ મનમાં ઉત્પન્ન થાય છે, તેવો આનંદ તેને થયો. તમારી પાસે નકશો હોય તો યાકુબ જે શહેરમાં રહેતો હતો તે **હેબ્રોન** શહેર શોધી કાઢો. તેની ઉત્તરે ૧૫ ગાઉ ઉપર **શખેમ** અને તેથી ચાર ગાઉ દૂર **દોથાન** ગામ આવેલાં હતાં. યાકુબનું બીજું નામ **ઈસ્રાએલ** છે તે યાદ રાખશો. (કલમ ૧, ૨, ૩ જુઓ).

**વાર્તાનો હેતુ.**—આજ્ઞા સાંભળતાંજ તાબડતોબ તે આજ્ઞા આનંદથી પાળવી એ વાત છોકરાંને શિખવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમારામાંના કોણુકોણુને ભાઇબહેન છે, અને કોણુ કોણુને નથી તે હું જાણુતો નથી. તમારે છે? તમારે? તમારે કેટલા ભાઇ છે? આજે હું તમને એક છોકરાની વાત કહેવાનો છું કે જેને અગીઆર ભાઇઓ હતા; તેમાં દશ મોટા અને એક નાનો હતો.

**વાર્તા.**

**યુસફનું ઘર.**—ઘણાં ઘણાં વર્ષો અગાઉ યુસફ નામનો એક છોકરો હતો. તે તેના પિતા યાકુબ અને પોતાના અગીઆર ભાઇઓની સાથે રહેતો હતો. તેનો ઘરડો બાપ ઈસ્હાક તે પણુ તેમની સાથે રહેતો હતો. તેના સૌથી મોટા ભાઈનું નામ રેઉબેન ને સૌથી નાના ભાઇનું નામ બિન્યામીન હતું. તેની મા મરણુ પામી હતી. તેનો બાપ યાકુબ ઘણો પૈસાવાળો માણુસ હતો. તેની પાસે ઘેટાંબકરાં અસંખ્ય હતાં, તેમજ ઘણાં ઢોરઢાંક અને ઉંટનો મોટો કાફલો હતો. આ સર્વની સંભાળ કરવા માટે ઘણા ચાકરો હતા એટલુંજ નહિ પણુ યુસફના મોટા ભાઇઓ ચાકરોના કામ ઉપર દેખરેખ રાખતા હતા. બિન્યામીન તો મદદ કરી શકે એવો ન હતો કેમકે તે ઘણો નાનો હતો, પણુ જ્યારે ઘેટાંબકરાં અને ઢોરઢાંકને ઘરથી ઘણે દૂર લઈ ગયા ન હોય ત્યારે યુસફ તેના મોટા ભાઇઓને મદદ કરવા જતો હતો. મોટી સવારમાં ઉઠીને ટોળાંને તેઓ લીલોછમ ચારો ચરાવવાને ખેતરોમાં લઇ જતા હતા, ને પછી નદી નાળે પાણી પાવા લઇ જતા, અને રાત્રે વાઘ, વરૂ વિગેરે શીકારી જાનવરો તેમને મારી ન ખાય માટે તેમની ચોકી કરતા હતા. એક દિવસે રેઉબેને પોતાના બાપને કહ્યું કે, બાપા, હવે અહિં ચારો બરાબર મળતો નથી, માટે અમે ટોળાને શખેમ લઇ જઇએ? કેમકે ત્યાં ચારો પુષ્કળ છે. બાપે કહ્યું, બહુ સારૂં, લઇ જાઓ; પણુ યુસફને સાથે લઇ જશો નહિ; તે મારી સાથે રહેશે. (પછી તેઓ આ લાંબી મુસાફરીને માટે કેવી રીતે તૈયાર થવા લાગ્યા, ને યુસફે તેમાં કેવી કેવી મદદ કરી હશે એ વાતનું વિવેચન કરો).

**યુસફને સોંપેલું કામ.**—એ પ્રમાણે યુસફના ભાઇઓ ટોળાંને લઇને બહાર ગયા. ત્યાર પછી ઘણા દિવસે યાકુબે યુસફને બોલાવીને

કહ્યું, તારા ભાઇઓ ટોળાને લઇને શખેમ ગયા છે તે તને માલુમ છે ને ? તો હવે તું એમ કર કે તારા ભાઇઓ પાસે જઇને તેમની ખબર કાઢી આવ કે તેઓની તથા ટોળાંની શી ખબર છે તે માલુમ પડે. હવે યુસફ જાણતો હતો કે મારા ભાઇઓ મારા પર પ્રીતિ રાખતા નથી. તેઓ તેના ઉપર અદેખાઇ કરતા હતા, કેમકે યુસફ પર તેનો બાપ સૌ કરતાં વધારે પ્રીતિ રાખતો હતો ( કલમ ૩ ). પણ જ્યારે તેના બાપે તેને જવાનું કહ્યું ત્યારે તે ના કહી શકયો નહિ. તે એકદમ તૈયાર થયો. ( તેની મુસાફરીની તૈયારીનું તથા ઘરડા બાપ ઇસ્હાકને તથા યાકુબને અને નાના ભાઇ બિન્યામીનને ભેટીને તે નીકળે છે તેનું વર્ણન કરો ).

**યુસફની મુસાફરી.**—પછી યુસફ મુસાફરીમાં નીકળે છે. હું નથી ધારતો કે તેને મુસાફરીમાં જવાની બીક લાગતી હશે, કેમકે મુસાફરીમાં પ્રભુ કેવી રીતે સંભાળે છે તે વિષે તેના બાપ યાકુબે તેને ઘણી વાતો કહી હશે. મુસાફરીની હકીકત કહો. યુસફ આખો દિવસ ચાલીને રાત્રે એક ઝાડ નીચે સુઇ ગયો ત્યાં તેને વિચાર આવ્યો હશે કે આવી એકાંત જગ્યામાં પણ પ્રભુ મારી સાથે છે. બીજે દિવસે તે સવારમાં વહેલો ઉઠીને મુસાફરીમાં આગળ વધી ગયો. આખરે તે શખેમની પાસે સીમમાં આવી પહોંચ્યો, જ્યાંથી શખેમ નજરે પડતું હતું. સીમમાં તેઓ હશે એમ સમજી આમતેમ તપાસ કરી તો તેના ભાઇઓ કે ઘેટાંબકરાંનું ટોળું તેના જોવામાં આવ્યું નહિ. છેવટે એક માણસ યુસફ તરફ આવતો તેના જોવામાં આવ્યો. તેણે પુછ્યું કે, શું શોધો છો ? યુસફે જવાબ આપ્યો કે હું મારા ભાઇઓને શોધું છું. તમે મને કહેશો કે તેઓ પોતાનાં ઘેટાંબકરાં કયાં ચારે છે ? અને તે માણસે કહ્યું; મેં તેમને દોથાન જવાની વાતચીત કરતાં સાંભળ્યા હતા ; તેથી તેઓ દોથાન ગયા હશે એવું મને લાગે છે. યુસફના બાપ યાકુબે તો કેવળ શખેમ સુધી જવાનું કહ્યું હતું અને દોથાન તો હજી ત્યાંથી દૂર હતું. યુસફ થાકી ગએલો હોવો જોઇએ. તે પાછો જાત ને તેના પિતાને કહી શકત કે હું શખેમ ગયો, પણ તેઓ મને ત્યાં મળ્યા નહિ. પણ તેના બાપે કહ્યું હતું કે, તારા ભાઇઓની ખબર લઇ આવ, તેથી યુસફ દોથાન જવા ખુશીથી નીકળે છે. રસ્તે તે આગળ ને આગળ ચાલે છે,

તો આખરે તેના ભાઇઓને ચાકરો સાથે ઘેટાંબકરાં ચરાવતા જોયા. યુસફ તેમને મળવાને બહુ આતુર હતો તેથી તેમને જોતાંજ આનંદે તે પોતાના ભાઇઓ તરફ મળવાને દોડી ગયો. જો કે હાલ તે થાકી ગયો હતો તો પણ પોતાના બાપની આજ્ઞા પાળવાથી, અને તેની અરણ્યની મુસાફરી પુરી થવાથી તેને ઘણો આનંદ થયો.

**વાર્તાની છેવટમાં.**—શું યુસફનું આ કામ સહેલ હતું? ના, પણ તે કામ કરવાને તે ગયો તેથી તેને ખુશી ઉપજી. આજ્ઞા પાળવાથી તેના સિવાય બીજા કોણને આનંદ થયો? તેના પિતા યાકુબને. છોકરાંને સવાલો પુછી તેઓનું ધ્યાન યુસફની માફક આજ્ઞાપાળણમાં આનંદ ઉત્પન્ન થાય એવી રીતે ખેંચો. સોનેરી વાકય શિખવો. આપણે દયાળુ પરમેશ્વરની પ્રાર્થના કરીએ કે આપણને યુસફના જેવા આજ્ઞાંકિત કરે. (પ્રાર્થના.) "હે અમારા આકાશવાસી પિતા, અમને જે કંઇ કહેવામાં આવે તે કરવાને અમે હોંસીલા ને આનંદી થઇએ કે જેથી અમે તેને રાજી કરી શકીએ અને બીજાને સહાય કરી શકીએ."

**સોનેરી વાકય.**—"છોકરાં, પ્રભુમાં તમારાં માબાપનું આજ્ઞા-પાલન કરો, કેમકે એ યથાયોગ્ય છે." એફે. ૬ ; ૧.

---

## પાઠ ૨૯મો.

### યુસફ અને તેના નિર્દય ભાઇઓ.

ઉત્પ. ૩૭ ; ૩-૩૬.

**શિક્ષકોની તૈયારી.**—એક રીતે આ પાઠ યુસફના ભાઇઓની નિર્દયતા અને ક્રુરતા દેખાડે છે, પણ બીજી રીતે કુટુંબમાં ચાલતી પ્રીતિની મધુરતા આ પાઠમાં જોવામાં આવે છે. યુસફના ભાઇઓની નિર્દયતાને લીધે યુસફને અને તેના બાપ યાકુબને કેટલો બધો શોક અને દુઃખ વેઠવું પડયું તે છોકરાંના સમજવામાં સ્પષ્ટ રીતે આવે એવી રીતે આ વાર્તા તૈયાર કરો. વળી જો આપણે ભાઇભાંડુંની સાથે પ્રીતિથી વર્તીએ તો કુટુંબમાં સુખ થશે એ વાત તમારી વાર્તામાં ખુલ્લી રીતે દેખાશે.

**વાર્તાનો હેતુ.**—દુઃખ અને ત્રાસનું મુળ તે નિર્દયતા છે તે કારણુ માટે આપણે હમેશાં બીજાઓ પ્રત્યે પ્રેમભાવ રાખવો એ છોકરાંને દર્શાવવાનો.

**છોકરાં માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—ગયા પાઠને લગતા કેટલાક સવાલો પુછો. જેમકે—ગયા અઠવાડીઆમાં આપણે કોના વિષે વાત કરી હતી? યુસફને કેટલા ભાઇઓ હતા? મોટા દશ ભાઇઓ શું કામ કરતા હતા? યુસફના બાપે તેને શું કામ કરવા મોકલ્યો હતો? હવે આજે યુસફ અને તેના ભાઇઓ વિષે એક બીજી વાર્તા આપણે શીખવાની છે.

**વાર્તા.**

**અદેખા ભાઇઓ.**—જોકે રેઉબેન, યહુદાહ અને યુસફના બાકીના ભાઈઓને ઘેટાંબકરાં અને ઢોરઢાંકની સંભાળ લેવાની હતી તોપણ આ સંબંધી તેમને બહુ મહેનતનું કામ કરવાનું ન હતું, કેમકે ઘણું કામ નોકરોની મારફતે તેમને લેવાનું હતું. તેઓ ઘણી વાર ભેગા બેસીને તેમના બાપ યાકુબ વિષે, ઘરડા બાપ ઇસ્હાક વિષે અને તેમના સૌથી નાના ભાઇ બિન્યામીન વિષે એક બીજાની સાથે વાતો કરતા હતા. તેઓ યુસફ વિષે પણ વાત કરતા હતા, પણ તેના વિષે સારી વાત બોલતા ન હતા. તેઓ યુસફ વિષે કહેતા કે, એ છોકરો એમ સમજે છે કે, હું મારા ભાઇઓ કરતાં એક મોટો માણસ થનાર છું. તે હમેશાં બાપાએ જે રંગબેરંગી ઝબ્ભો સીવડાવી આપ્યો છે તે પહેરે છે, અને મોટા રાજાની માફક રોફ મારે છે. એકે એવું કહ્યું કે, તમને પેલાં સ્વપ્ન વિષેની વાત જે તેણે આપણને એક દિવસે કહી હતી તે યાદ છે કે? તેઓ મ્હોં મરોડીને બોલ્યા, હા, હા, એ વાતને વળી ભુલી જવાય કે? મોટા સ્વપ્નપતિની વાત! હવે એક વખતે યુસફે પોતાના ભાઈઓને કહ્યું હતું કે, ગઇ રાત્રે મને સ્વપ્ન આવ્યું કે આપણ બધા ભાઈઓ ખેતરમાં પુળીઓ બાંધતા હતા, અને એવું બન્યું કે મારી પુળી ઉભી થઈ અને તમારી બધી પુળીઓએ આવીને મારી પુળીને નમન કર્યું. વળી તેણે એક વખતે એમ પણ કહ્યું હતું કે, મને એવું સ્વપ્ન આવ્યું છે કે, સૂર્ય, ચંદ્ર અને અગીઆર તારાએ નમન કરી મને સલામ કરી.

આ બન્ને સ્વપ્નથી તેના ભાઇઓ યુસફ પર બહુજ ગુસ્સે થયા હતા, અને તેને ‘ સ્વપ્નપતિ ’ એવું નામ આપ્યું હતું.

**યુસફનું આવવું.**—એક દિવસે ઉપર મુજબ ભાઇઓ ભેગા બેસીને વાતચીત કરતા હતાં, એવામાં એક જણે ઉંચું જોઇ કહ્યું, પેલું કોણ આવે છે? તેઓ બધા એકદમ ઉભા થયા અને તે તરફ જોઇ કહેવા લાગ્યા કોણ છે એ? એવામાં એક જણ તેનો રંગબેરંગી ઝભ્ભો ઓળખીને બોલી ઉઠયો, “ અરે! એતો આપણા સ્વપ્નપતિ યુસફ છે! હવે તે આપણા હાથમાં આવ્યો છે. હવે અહિં બાપા નથી કે તેનું રક્ષણ કરે. આપણી ખુશી પ્રમાણે હવે આપણે તેને કરી શકીશું.” પછી એક ભાઇ બોલ્યો કે ચાલો, આપણે તેને મારી નાંખીએ, ને કોઇ ખાડામાં ફેંકી દઇએ ને પછી કહીશું કે જંગલી જનાવરે તેને ફાડી ખાધો. પછી આપણે જોઇએ કે તેનાં સ્વપ્નનું શું થાય છે? પણ રેઉબેન સૌથી મોટો ભાઇ જે બીજા ભાઇઓના જેટલો ક્રુર ન હતો તે બોલ્યો કે, ના, ના, આપણે તેને મારી નાખવો તો નહિ, પણ ચાલો, પેલા અવડ કુવામાં તેને ફેંકી દઇએ. રેઉબેને આ પ્રમાણે કહ્યું, કેમકે તે તેનો જીવ બચાવવા માગતો હતો. તેણે એવો વિચાર કીધો કે, જ્યારે મારા ભાઇઓ અહિંથી ચાલ્યા જશે, ત્યારે હું તેને બહાર કાઢીને બાપા પાસે પાછો મોકલાવી દઇશ.

**યુસફ કુવામાં.**—તેઓ આ પ્રમાણે વાતો કરતા હતા એવામાં યુસફ તેમની પાસે આવી પહોંચ્યો. તે બિચારો થાકીને લોથ થઈ ગયો હતો ખરો, છતાં મ્હોં મલકાવતો હતો, ને પોતાના ભાઇઓને જોઇને ખુશી થયો; કેમકે તેઓએ તેના વિષે શો ઠરાવ કર્યો હતો તે યુસફ જાણતો ન હતો. યુસફ પ્રેમપૂર્વક તેમને મળવાને પાસે ગયો કે તેઓ એકદમ ગુસ્સે થયા અને તેને પકડીને પેલો ઝભ્ભો કાઢી લીધો ને તેને કુવામાં નાંખી દીધો. યુસફે બહાર કાઢવા માટે ઘણા કાલાવાલા કર્યાં, પણ ભાઇઓએ તેનું સાંભળ્યું નહિ. બિચારો છોકરો અંધારા કુવામાં જઇ પડયો! ઉપર જુએ તો આકાશ સિવાય બીજું કંઇ જોવામાં આવે નહિ. બહાર નીકળવા માટે ઘણી બુમો પાડી, પણ ત્યાં તેની બુમો કોણ સાંભળે! આખરે બુમો પાડવી નકામી સમજીને, કૃપાળુ

પ્રભુ જે તેના સંકટમાં તેની સાથે હતો, તેની સહાય માગવા લાગ્યો. બીજી તરફ જુઓ તો ક્રુર ભાઇઓ વાળુ કરવા બેઠા! આ વખતે પોતાનો ભાઇ યુસફ કુવામાં એકલો છે, તે ભુખ્યો છે, વિગેરે કંઇ વિચાર તેમના મનમાં આવતો નથી.

**યુસફ વણજારાઓને વેચાય છે.**--તેઓ આ પ્રમાણે ખાવા બેઠા છે એવામાં કેટલાક વણજારી વેપારીઓ ઉંટોનો કાફલો લઇ ત્યાં થઇને જતા હતા. ઉંટો ઉપર સુગંધીઓ અને મસાલા લાદેલાં હતાં. તેઓ આ માલ મિસર દેશમાં વેચવા લઇ જતા હતા. પછી ભાઇઓ-માંનો એક યહુદાહ બોલ્યો કે, ચાલો, આપણે યુસફને આ વેપારીઓને વેચી દઈએ, ને એમ આપણે આપણા ભાઇના ખુનના પાપથી બચીશું. તેઓ બધાને યહુદાહની આ વાત ગમી, તેથી તેઓ કુવા પર ગયા ને યુસફને બહાર કાઢયો ને રૂા. ૨૦માં તેને વેચી નાખ્યો. તમે ખાત્રીથી માનતા હશો કે યુસફ બિચારો જાણતો ન હતો કે મારૂં શું થવાનું છે, તોપણ તેને જ્યારે બહાર કાઢયો ત્યારે તે ખુશી થયો હશે. પછી યુસફને ઉંટ પર બેસાડયો ને ધીમે ધીમે ઉંટ ચાલતાં થયાં. ભાઇઓમાંના શું કોઇને એવી દયા ન આવી કે ભાઇ યુસફને ઘણે દૂર દેશમાં ગુલામ થવાને લઇ જાય છે! ના. માત્ર રેઉબેન એકલોજ તેનો બચાવ કરવા માગતો હતો, પણ હાલ તે ત્યાં ન હતો. યુસફને ઉંટ પર બેસાડી વેપારીઓ લઇ જવા લાગ્યા, ત્યારે એકે ભાઈએ દયાભરેલો શબ્દ ઉચ્ચાર્યો નહિ! ઉંટો ઘણે દૂર ગયાં ને થોડી વારમાં દેખાતાં બંધ થયાં. ત્યાર પછી તેઓ આરામ લેવાને કે ઘેટાંની રાતભર ચોકી કરવાને ચાલ્યા ગયા.

**બાપનું દુઃખ.**—બીજે દિવસે તેઓએ એક બકરાને મારી નાખ્યું, અને તેના લોહીમાં યુસફનો ઝબ્બો બોળ્યો ને આ ઝભ્ભો તેમના બાપ યાકુબ ઉપર ઘેર મોકલાવ્યો, ને કહ્યું કે, અમને આ ઝબ્બો મળ્યો છે. યાકુબે આ ઝબ્બો ઓળખ્યો, ને પોક મુકીને રડયો ને બોલ્યો કે, આ ઝબ્બો મારા દીકરા યુસફનો છે! તેને કોઇ જંગલી જનાવરે ફાડી ખાધો છે! ભાઇઓ પોતાના બાપને દિલાસો દેવાનું કરવા લાગ્યા, પણ તેથી તેને દિલાસો મળ્યો નહિ. તેણે કહ્યું કે, મારી આખી જીંદગી મારા દીકરાના શોકમાં હું ગાળીશ.

**વાર્તાની છેવટમાં.**—તમને શું એમ લાગે છે કે યુસફના ભાઇઓ સુખી થયા? શું યાકુબ સુખી થયો? યુસફ સુખી થયો? કોઇ સુખી થયું નહિ. નિર્દયતા તે હમેશાં દુ:ખ અને ત્રાસ ઉપજાવે છે.

આપણાં ભાઇબહેનોની સાથે આપણે કેવી રીતે વર્તવું? છોકરાંની વર્તણુકના એક બે સાદા દાખલા આપી આ બોધ શિખવો. સોનેરી વાકય શિખવો. આપણે દયાળુ પરમેશ્વર પાસે માગીએ કે આપણને દયાળુ થવાને સહાય કરે. (પ્રાર્થના.) "હે આકાશવાસી પ્રિય પિતા, અમે એક બીજા પર પ્રીતિ કરીએ અને દયાળુ તથા પરસ્પર સહાય કરનાર થઇએ એવી અમારી મદદ કર કે જેથી અમે તને રાજી કરીએ અને બીજાઓને સુખી કરી શકીએ."

**સોનેરી વાકય.**—"આપણે એક બીજા પર પ્રીતિ રાખીએ." ૧ યોહા. ૪; ૭.

---

## પાઠ ૩૦મો.

### યુસફ ચાકર અને કેદી બને છે.

ઉત્પ. ૩૭; ૩૬ : ૩૯ ; ૧-૨૩.

**શિક્ષકોની તૈયારી.**—આ આખી વાર્તા સમજવાને અધ્યાય ૪૦ અને ૪૧ વાંચો. ભઠીઆરા અને પાત્રવાહકનાં સ્વપ્ન તેમજ ફારૂનનાં સ્વપ્નની વાર્તા પડતી મુકેલી છે. આપણી પાસે પવિત્ર શાસ્ત્ર છે. તેની મારફતે પ્રભુ આપણી સાથે બોલે છે અને આપણે પ્રાર્થનાદ્વારે પ્રભુ સાથે બોલીએ છીએ, માટે ગામડાંના લોક આગળ સ્વપ્ન ઉપર બહુ ભાર મુકવો તે સારૂં નથી. આ વાર્તા સ્પષ્ટ રીતે કહેવાને જે જે માણસો અને બનાવોની કેવળ જરૂર પડે તેનોજ તમારી વાર્તામાં ઉપયોગ કરો. આ વાર્તા કહેતાં ધ્યાનમાં રાખશો કે યુસફ ગુલામ જેવો હતો, કેદખાનામાં હતો, તોપણ તે સુખી અને આનંદી હતો. શા કારણ માટે તે સુખી હતો? કેમકે તે જાણતો હતો કે પ્રભુ મારી સાથે છે, ને હું મારૂં કામ વિશ્વાસુપણે કરૂં છું.

**વાર્તાનો હેતુ.**—જેઓ પોતાનું કામ વિશ્વાસુપણે અને આનંદથી કરે છે તેઓ હમેશાં આશીર્વાદિત છે તે છોકરાંને દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**—નીચેના સવાલો પુછીને તમે ગઈ વાર્તાની સાથે આજની વાર્તાનો સંબંધ જોડો. યુસફને તેના બાપે કયાં મોકલ્યો હતો? યુસફના ભાઇઓ તેની સાથે કેવી રીતે વર્ત્યા હતા? તેઓએ તેને પ્રથમ શું કર્યું? તેને કુવામાંથી બહાર કાઢી શું કર્યું? એ બધી વાત તમારામાંથી કોણ કહેશે? એકાદ છોકરૂં એ વાત ટુંકમાં કહી જાય, ત્યાર પછી તુરત તમારી નવી વાર્તાનો આરંભ કરો.

**વાર્તા.**

**કાફલો.**—તમને માલમ છે કે, યુસફને તેના ભાઇઓએ કોઇએક વેપારીને વેચી દીધો હતો કે જે વેપારીઓ મિસર દેશ તરફ જતા હતા (આ મુસાફરીનું ટુંક વર્ણન કરો). વેપારીઓએ પોતાની મુસાફરીનો આરંભ કનાન દેશના લીલા પ્રદેશમાં કીધો, અને ત્યાર પછી અરણ્યની ધગધગતી રેતીમાં થઇને ગયા. પ્રથમ તેઓ યુસફને તેના ઘર તરફ લઇ ગયા, હા, તેઓ યુસફના ઘરથી બહુ દૂર ન હતા. અરે! આ વખતે યુસફને નાસીને પોતાના બાપ પાસે જવાનું કેટલું બધું મન થયું હશે! પણ તેને બાંધીને કે ચોકીમાં રાખવામાં આવ્યો હતો. જ્યારે તેઓ યુસફના ઘર આગળ થઇને આગળ ચાલ્યા ત્યારે યુસફે વિચાર કર્યો કે હું નાસી જઇ શકતો નથી, તો વેપારીઓ સાથે મિત્રાચારી કરવી તેજ સારૂં છે; તેથી વેપારીઓને ખુશી કરવાને પોતાથી બને તેટલું કર્યું. યુસફ કેવી રીતે ઉંટો પાછળ ચાલતો—સવારમાં ઉંટોને લાદવાં, સાંજે ઉંટોને ખાલી કરવાં—કેવી કેવી મહેનત ઉતારામાં કરતો હતો તે વિગતવારે કહો. આખરે તેઓ મિસર દેશમાં આવી પહોંચ્યા. દેશની મહાન નદી, મોટાં મોટાં નગરો, સુંદર સુંદર દેવળો, જાતજાતની ઘોડાગાડી, રથો અને લશ્કરી સિપાઇઓ, વિગેરે જે પહેલાં તેણે કદિ જોયાં ન હતાં તે યુસફના જોવામાં આવ્યાં. વળી દેશના લોકો પરદેશી જેવા, તેમજ તેમનો પોષાક જુદો અને ભાષા પણ જુદીજ હતી.

**યુસફને ગુલામ થવા વેચે છે.**—આ મોટા શહેરની બજાર તરફ ધ્યાન ખેંચો. આ બજારમાં દરેક જાતની વસ્તુ વેચાતી હતી, અને દરેક જાતના માણસો ત્યાં ખરીદવાને આવતા હતા. ગુલામો વેચવાની પણ બજાર હતી. ત્યાં વેપારીઓ યુસફને વેચવા માટે લઇ

ગયા. જેવી રીતે બીજા ગુલામોને વેચવા આણ્યા હતા તેવીજ રીતે યુસફને પણ ગળામાં દોરડું નાખી ત્યાં આણ્યો હતો. યુસફ મજબુત બાંધાનો અને ફુટડો જુવાન હતો તેથી તેની કીંમત ભારે હતી, તેથી કોઇ પૈસાદાર સિવાય તેને ખરીદી શકયો નહિ. આખરે પોટીફાર, જે રાજાના રક્ષકોનો સરદાર હતો, તે યુસફને ખરીદવા આવ્યો. પોટીફાર ઘણો પૈસાદાર ગૃહસ્થ હતો, તેથી ગમે તેવી ભારે કીંમત પણ આપી શકે. યુસફને જોતાં તે તેને પસંદ પડયો, તેથી ભારે કીંમત ખરચીને તેને વેચાતો લીધો ને પોતાને ઘેર લઈ ગયો, અને ઘણુંકરીને બગીચાના કામ પર તેને પ્રથમ રાખ્યો.

**પોટીફારનું ઘર.**—યુસફને પોતાના ઘરથી ઘણું દૂર, તેમજ અજાણ્યા લોકમાં અને અજાણી ભાષા બોલનારમાં રહેવું પહેલવહેલું તો કંટાળારૂપ લાગ્યું. પણ દુઃખમાં પ્રભુ મારા પર પ્રીતિ કરે છે અને તે મારી સાથે છે એવું તે જાણતો હતો. યુસફને શું કામ સોંપેલું હતું તે હું જાણતો નથી, કદાપિ પ્રથમ તેને બગીચાનાં ઝાડવાંને પાણી પાવાનું કામ સોંપ્યું હશે. પછી પોટીફારે જોયું હશે કે, આ કામ તેણે સંતોષ-કારક રીતે કર્યું છે ત્યારે તેને તેથી પણ સારૂં કામ સોંપ્યું હશે, ને તે પણ સારી રીતે કર્યું હશે. એમ તેને વર્ષોવર્ષ સારૂં ચઢીઆતું કામ મળતું ગયું. કામમાં તે હમેશાં આનંદી, આજ્ઞાંકિત, પ્રમાણિક અને દિલનો ચોકખો માણસ હતો. દેખાવે સુંદર અને મજબુત બાંધાનો જુવાન હતો. એક દિવસે પોટીફારે યુસફને બોલાવીને કહ્યું કે, તું સારો, વિશ્વાસુ ને પ્રમાણિક ચાકર છે, અને એથી કરીને મારા ઘરના બધા ચાકરોનો તથા મારા ઘરનાં બધાં કામકાજનો હું તને કારભારી નિમું છું. યુસફ તેથી ઘણો ખુશી થયો હશે, ને પ્રભુનો બહુ મોટો ઉપકાર માન્યો હશે એમ મને લાગે છે.

**યુસફ કેદમાં.**—એક દિવસે યુસફે તેની શેઠાણીને બહુ નાખુશ કીધી તેથી તેણી ઘણી ગુસ્સે થઇ, અને પોતાના ધણી પોટીફાર આગળ યુસફ ઉપર ભુંડું તહોમત મુકયું. બિચારા યુસફે કંઇ પણ ભુંડું કામ કીધું ન હતું, પણ પોટીફારે પોતાની સ્ત્રીની વાત માનીને યુસફને બંદીખાનામાં નાખ્યો. યુસફે પોતાના મનમાં કહ્યું કે, મેં કંઇજ

ભુંડું કામ કર્યું નથી માટે પ્રભુ મારી સહાય કરશે. જ્યારે મારા ભાઇઓએ મને અવડ કુવામાં નાંખી દીધો હતો, ત્યારે તેણે મને મરણથી બચાવ્યો હતો; માટે હું અહીં પણ વિશ્વાસુ અને આનંદિત રહીશ. કદાપિ હું અહીં પણ કંઈ સારૂં કરી શકીશ. થોડા વખતમાં યુસફ કેદીઓનો અને કેદીઓના ઉપરી દરોગાનો મિત્ર બન્યો. એક દિવસે દરોગાના મનમાં એવું આવ્યું કે આ માણસ પોટીફારના ઘરનો કારભારી હતો માટે તે ઘણો ડાહ્યો હોવો જોઇએ. તે વળી ઘણો માયાળુ અને આનંદી છે. ખચિત એવો માણસ કંઇ ભુંડું કરે નહિ. પછી થોડાજ વખતમાં દરોગાએ કેદખાનાની તથા કેદીઓની સર્વ વ્યવસ્થા કરવાનું કામ યુસફને સોંપ્યું. યુસફે પોતાનું કામ વિશ્વાસુપણે અને આનંદથી કીધું, અને કેદખાનામાં પણ પ્રભુએ મારા પર કૃપા કરી તેને માટે પ્રભુનો ઉપકાર માન્યો.

**વાર્તાની છેવટમાં.**—શા માટે પોટીફારે યુસફને પોતાના ઘરના દાસોનો મુખ્ય કારભારી બનાવ્યો? શા માટે કેદખાનાના દરોગાએ યુસફને કેદીઓનો મુકાદમ બનાવ્યો? હા, કારણ એજ હતું કે તે વિશ્વાસુ અને આનંદી હતો. છોકરાં પોતાનાં ઘરોમાં કેવાં નાનાં નાનાં કામોમાં મદદ કરી શકે છે તે વાત તમે તેમને કહો. પણ એ કરતાં સારો માર્ગ એ છે કે છોકરાં પોતે કેવાં કેવાં નાનાં કામમાં મદદ કરે છે તે પોતે કહે. તમારે જે કંઈ કરવું તે વિશ્વાસુપણાથી કરવું, કેમકે પ્રભુને જે સૌથી ઉત્તમ તે ગમે છે એ વાત છોકરાંને શિખવો. સોનેરી વાકય શિખવો. આપણે પ્રાર્થના કરીએ કે જેવો યુસફ વિશ્વાસુ હતો એવા અમે પણ વિશ્વાસુ થઇએ એવી અમારી સહાય કર. પ્રાર્થના—"અમારા આકાશવાસી બાપ, અમે અમારા ઘરમાં કે નિશાળમાં કે રમતગમતમાં જે કંઇ કરીએ તેમાં સાચાં અને વિશ્વાસુ થઈએ, એવી અમારી મદદ કર, કે જેથી અમે તને રાજી કરી શકીએ ને અન્યને મદદ આપી શકીએ."

**સોનેરી વાકય.**—"યહોવાહ તેની સાથે હતો, ને તેણે જે કંઇ કામ કર્યું તેમાં યહોવાહે તેને ફતેહ પમાડી." ઉત્પ. ૩૯; ૨૩.

---

# પાઠ ૩૧મો.

## ભાઇઓ સાથે યુસફની દયાળુ વર્તણુક.

ઉત્પ. ૪૨ : ૪૩ : ૪૪ : ૪૫; ૧-૨૪.

**શિક્ષકોની તૈયારી.**—યુસફના ભાઇઓની તેના પ્રત્યેની નિર્દય વર્તણુકથી આજની વાર્તા તદન ઉલટી છે. આજની વાર્તાનું શાસ્ત્ર-વાચન જો કે લાંબુ છે, તો પણ ઘણું મનોરંજક છે. યુસફ ફારૂન રાજાનો મુખ્ય પ્રધાન કેવી રીતે થયો તે વાત તમારા મનમાં બરાબર ઠસાવવાને અધ્યાય ૪૧મો વાંચો. આ પાઠ સ્પષ્ટતાથી સમજવા માટે શાસ્ત્રભાગો ફરી ફરીને વાંચો. આજ વાર્તા તે ઘણે ભાગે સંભાષણ-રૂપ છે, માટે કોણે કહ્યું ને શું કર્યું તે સવિસ્તર કહેો. યુસફ ક્ષમાશિળ હતો એ વાત તેણે પોતાના ભાઇઓ પ્રત્યે જે દયા દર્શાવી તેમાં દેખાય છે. એ મુદ્દો આજની વાર્તામાં સ્પષ્ટ રીતે ખુલ્લો કરો.

**વાર્તાનો હેતુ.**—સર્વની સાથે દયાભાવથી વર્તવું, એટલુંજ નહિ પણ જેઓ આપણી સાથે નિર્દયતાથી વર્તે છે તેમના ઉપર પણ દયા રાખવી એવું છોકરાંને દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—યુસફને કેટલા ભાઇઓ હતા? આ ભાઇઓએ યુસફને શું કર્યું? પ્રથમ તેને કુવામાં નાખી દીધો ને ત્યાર પછી તેને ગુલામ થવાને વેચ્યો, અને યુસફે તેઓને માટે શું કર્યું તે વિષેની વાર્તા આજે તમારી આગળ કહેવાનો છું.

**વાર્તા.**

**યુસફ મુખ્ય પ્રધાન થાય છે.**—મિસરનો રાજા સંકટમાં આવી પડયો હતો તેથી તેને સહાય કરે એવા મંત્રિઓની તેને જરૂર હતી. રાજાનો એક ચાકર કેટલાક વખત પર કેદખાનામાં હતો તેણે યુસફની લાયકાત તથા ડહાપણ વિષે રાજા આગળ બહુ તારીફ કરી. તેથી રાજાએ તેને તુરંગમાંથી બોલાવ્યો ને પોતાને થએલી હરકત તેને જણાવી. આ વખતે યુસફ બોલ્યો કે, "હું તો નહિ, પણ દેવ રાજાને ઉત્તર આપશે." પછી યુસફે કહ્યું કે, મહારાજા સાહેબ, પ્રભુએ મને

એવું જણાવ્યું છે કે આપના દેશમાં પુષ્કળતાનાં સાત વર્ષો આવશે, જેમાં પુષ્કળ વરસાદ થશે અને પુષ્કળ ધાન્ય પાકશે, ને ત્યાર પછી દુકાળનાં સાત વર્ષો આવશે જેમાં વરસાદ બીલકુલ પડશે નહિ, ને ધાન્ય બીલકુલ પાકશે નહિ અને એથી કરીને લોકો ભુખે મરશે. માટે યુસફે રાજાને કહ્યું કે, મને એવું લાગે છે કે બુદ્ધિવંત તથા જ્ઞાની એવા એક માણસને શોધી કાઢીને તેને આખા મિસર દેશનો અધિકારી ઠરાવવો. એ માટે કે પુષ્કળતાનાં જે સાત વર્ષ આવે તેમાં તેઓ સઘળો ખોરાક એકઠો કરી દુકાળનાં સાત વર્ષને માટે સંગ્રહ કરે. પછી રાજાએ યુસફને કહ્યું કે, "દેવે આ સર્વ તને દેખાડયું છે તે માટે તારા સરખો બુદ્ધિમાન તથા જ્ઞાની બીજો કોઇ નથી. માટે જો, મેં તને આખા મિસર દેશ પર ઉપરી ઠરાવ્યો છે." પછી રાજાએ પોતાના હાથની મુદ્રિકા (વીંટી) કાઢીને યુસફના હાથમાં ઘાલી ને તેને મલમલનાં વસ્ત્ર પહેરાવ્યાં ને તેના ગળામાં સોનાની સાંકળી ઘાલી અને તેને બેસવાને એક ઉંચા દરજ્જાની સુંદર ગાડી આપી, અને જ્યારે તે ગાડીમાં બેસીને બહાર ફરવા નીકળે ત્યારે એવો હુકમ આપ્યો કે તેની ગાડીની આગળ ને પાછળ, ઘોડેસ્વારો દોડે ને લોકો ઘુંટણીએ પડી તેને નમન કરી માન આપે.

**દુકાળ.**—પ્રભુએ જેમ જણાવ્યું હતું તેમ પુષ્કળતાનાં સાત વર્ષ આવવા લાગ્યાં. યુસફે બધું અનાજ મોટા મોટા કોઠારોમાં ભરીને સંગ્રહ કરી રાખ્યું. પછી દુકાળનાં સાત વર્ષ આવ્યાં. એક ટીપું વરસાદ પડયો નહિ તેમજ કંઇ ધાન્ય પાકયું નહિ, અને દેશમાં દુકાળ પડયો. હવે આ પ્રમાણે મિસર દેશની હાલત હતી ત્યારે ઘણે દૂર આવેલો કનાન દેશ કે જ્યાંથી યુસફ આવ્યો હતો ત્યાં પણ ભારે દુકાળ હતો. ત્યાં યુસફના ભાઇઓ અને તેનાં માબાપ દુકાળને લીધે ભારે વિચારમાં પડી ગયા હતાં. અનાજનો જે સંગ્રહ કરેલો હતો તે થઇ રહેવા આવ્યો છે અને હવે આપણાં બાળબચ્ચાં શું ખાશે! પછી વૃદ્ધ પિતા યાકુબે પોતાના છોકરાઓને બોલાવ્યા અને તેમને કહ્યું, "મારા સાંભળવામાં આવ્યું છે કે મિસર દેશમાં અનાજ મળે છે. માટે ત્યાં જાઓ, અને ત્યાંથી આપણે સારૂ અનાજ વેચાતું લાવો કે આપણે

જીવીએ." તેથી કરીને પોતાના સૌથી નાના ભાઈ બિન્યામીનને પોતાના બાપ પાસે રાખી દશ ભાઈઓ મિસર દેશમાં અનાજ લેવા માટે ગયા.

**યુસફ પોતાના ભાઈઓને મળે છે.**—ઘણા દિવસની મુસાફરી કરી તેઓ મિસર દેશમાં આવી પહોંચ્યા. પછી મુખ્ય પ્રધાન યુસફને મળવા માટે તેઓ ગયા, ને ભોંય લગી માથાં નમાવીને તેને સલામ કરી બોલ્યા, સાહેબ, અમે ઘણે દૂર દેશથી અનાજ ખરીદવાને આવ્યા છીએ. આ મોટો માણસ, જેને આપણે વેચી દીધો હતો, તે આપણો ભાઇ યુસફ છે એવું તેમના સ્વપ્નમાં પણ આવ્યું નહિ. પણ યુસફે તેમને ઓળખ્યા કે આ મારા ભાઇઓ છે. પણ યુસફ તેમની પાસેથી કેટલું-એક જાણવા ચાહતો હતો તેથી તેમને પોતાની ઓળખાણ નહિ આપતાં તોછડાઇથી તેમની સાથે વાત કરતાં કહ્યું, તમે કોઇ સારા માણસો દેખાતા નથી, મને લાગે છે કે તમે જાસુસ છો. તેઓએ નમ્રતાથી કહ્યું, સાહેબ, એમ નહિ, અમે બાર ભાઇઓ છીએ. જે સૌથી નાનો તે અમારા પિતા પાસે રહ્યો છે ને એક મરણ પામ્યો છે. (મરણની વાત યુસફ માટે કરી).

**યુસફ પોતાના ભાઈઓની પરીક્ષા કરે છે.**—યુસફે તેમને કહ્યું કે તમે પાછા જાઓ ને તમારા નાના ભાઇને તમારી સાથે લઈ આવો તો હું માનીશ કે તમે સાચા માણસો છો. એમ કહીને તેમાંના એક ભાઇને પકડયો ને બીજાઓના દેખતાં તેને બાંધ્યો અને કહ્યું, મને તમારી ખાત્રી નથી કે તમે પાછા આવશો માટે તમારામાંના એકને હું કેદમાં રાખું છું. પછીથી તેમની ગુણો અનાજથી ભરાવી કિંમત ગણી લીધી, પણ તે નાણું દરેકની ગુણમાં પાછુ મુકયું અને રસ્તા માટે સીધુ સામાન પણ તેમને આપ્યાં, ને ત્યાર બાદ નવે જણ ઘર તરફની મુસાફરીએ નીકળ્યા. પહેલા દિવસની સાંજે ભાઇઓમાંના એકે પોતાની ગુણ ખોલી તો ગુણના મ્હો આગળ પૈસા પણ દીઠા. આથી તેઓ બધા બહુ બીધા અને તેઓએ કહ્યું, આપણા ભાઇ યુસફની સાથેની આપણી ભુંડી વર્તણુકનું આ ફળ છે, બીજું કંઈ નથી. જ્યારે તેઓ ઘેર પહોંચ્યા ત્યારે બનેલી બધી બીના પોતાના ઘરડા બાપ યાકુબને

વિગતવારે ફરીને કહી સંભળાવી (છોકરાંને તે બધી વાત કરો.) આ સાંભળીને તેમનો બાપ પોક મુકીને રડયો ને કહ્યું, યુસફ ગયો, શિમઓન ગયો, ને વળી બિન્યામીનને તમે લઇ જશો! ત્યારે રેઉએને કહ્યું, બાપા, જો હું બિન્યામીનને પાછો ન લાવું તો આ મારા બે દીકરાને તમે મારી નાખજો, પણ યાકુબે તે વાત કબુલ કરી નહિ. પછી કેટલોક વખત વિતી ગયા બાદ મિસર દેશમાંથી આણેલું અનાજ થઇ રહેવા આવ્યું ત્યારે આખરે વૃદ્ધ પિતા યાકુબે કહ્યું કે, બિન્યામીનને તમારી સાથે લઇ જાઓ ને આપણે વાસ્તે બીજું અનાજ ખરીદી લાવો. તેમાંના એક ભાઇ યહુદાહે આ વખતે બિન્યામીનને સંભાળી પાછો લાવવાને પોતાના બાપને વચન આપ્યું. મુસાફરીએ નીકળતી વખતે યાકુબે તેમને કહ્યું કે. મિસરના તે મોટા માણસ માટે ભેટ તરીકે થોડાં પસ્તાં, બદામ, થોડું મધ અને કેટલુંક સુગંધી દ્રવ્ય લઇ જાઓ. પછી તેઓ બિન્યામીનને સાથે લઇને નીકળ્યા.

**યુસફ પોતાના ભાઇઓને માફી આપે છે.**—જ્યારે યુસફ પોતાના ભાઇઓને આવતા જુએ છે ત્યારે પોતાના ઘરના ચાકરોને કહે છે કે એ લોકને આપણે ઘેર લઇ જાઓ ને તેમને મિજબાની આપવાની તૈયારી કરો. ભાઇઓને એકંદરે આ વખતે બહુ બીક લાગી, પણ યુસફે તેઓ તરફ માયા બતાવી. યુસફ જ્યારે આ વખતે ભાઇઓ સાથે પોતાના બાપ વિષે વાત કરવા લાગ્યો અને તેણે પોતાના સગા ભાઇ બિન્યામીનને જોયો ત્યારે તે એટલો બધો ખુશી થયો કે, તેને હર્શનાં આંસુ આવ્યા વગર રહ્યાં નહિ (જમણમાં યુસફે ભાઇઓને કેવી રીતે બેસાડયા અને બિન્યામીનને તેણે કેવું માન આપ્યું તે છોકરાંને કહો), તો પણ હજી સુધી તેણે પોતાને ઓળખાવ્યો નહિ. તેમના વિષે યુસફ એ જાણવા માગતો હતો કે તેમનાં મન બદલાયાં છે કે નહિ. મિજબાની પુરી થયા પછી યુસફે પોતાના ચાકરોને કહ્યું જેટલી તેઓ લઇ જઇ શકે તેટલી ગુણો અનાજથી ભરો, અને તેમના પૈસા તેમની ગુણોમાં પાછા મુકો, અને સૌથી નાના ભાઇની ગુણમાં મારૂં ચાંદીનું પ્યાલું મુકો. બીજે દિવસે પરોઢીએ ઉઠીને તેઓ પોતાના ઘર તરફ રવાના થયા. તેઓ ઘણે દૂર ન

પહોંચ્યા એટલામાં યુસફના ચાકરે દોડતા દોડતા તેમની પાછળ જઇ તેમને અટકાવ્યા. યુસફ હજી તેમનું પારખું કરવા માગતો હતો અને ખાસ કરીને બિન્યામીનને પોતાની પાસે રોકવા ચાહતો હતો (ગુણો ખોલી જોતાં ચાંદીનું પ્યાલું જડી આવ્યું તે વિષેનું વિવેચન કરો). યુસફના ભાઇઓએ બિન્યામીનને યુસફના નોકર સાથે પાછો ન મોકલતાં તેઓ બધા તેની સાથે પાછા ગયા. યહુદાહે કાલાવાલા કરીને કહ્યુ કે, સાહેબ, જો મારા વૃદ્ધ પિતા પોતાના આ નાના દીકરાને પાછો આવેલો નહિ જુએ, તો તેનું હૃદય દુઃખથી ચીરાઇ જશે. પછી તેણે વિનંતી કરતાં કહ્યું, "કૃપા કરી તારા દાસને આ છોકરાને બદલે મારા ધણી પાસે દાસ થઇને રહેવા દે, અને છોકરાને પોતાના ભાઇઓ સાથે પાછો જવા દે." પછી યુસફને ધીરજ રહી નહિ તેથી તેણે કહ્યું, "તમારો ભાઇ કે જેને તમે મિસરીઓને ગુલામ થવા વેચ્યો હતો તે હું યુસફ છું. મને તમે વેચ્યો હતો તેને માટે તમે ગભરાશો નહિ; પ્રભુએ મને અહીં મોકલ્યો છે કે તમો સર્વના જીવ બચાવી શકું. ઉતાવળથી ઘેર જાઓ અને મારા પિતાને પણ તમારી સાથે પાછા તેડતા આવો કે આ દુકાળમાં તમારૂં સર્વનું રક્ષણ હું કરૂં."

**વાર્તાની છેવટમાં.**—આ વાર્તા વિષે છોકરાં સાથે વાતચીત કરો. યુસફના ભાઈઓ તેના તરફ કેવી નિર્દયતાથી વર્ત્યા હતા તે વિષે પ્રશ્નોત્તર કરી છોકરાં કેવો જવાબ આપે છે તે સાંભળો. તે વખતે ભાઇઓની સ્થિતિ એવી કઢંગી હતી કે, યુસફ તેમની સાથે નિર્દયતાથી વર્તવું હોય તો વર્તી શકે, પણ તેણે તેમને પુરી માફી આપી. તેમને અનાજ આપતો અને પૈસા લેતો નહિ. મિસરમાં આવવાને તેઓ સર્વને આમંત્રણ આપ્યું કે તે પોતે તેઓ સર્વનું સંરક્ષણ કરે. ભાઇઓનાં મન હવે બદલાયાં હતાં. તેઓ બાપ પર તેમજ નાના બિન્યામીન પર કેવી પ્રીતિ કરવા લાગ્યા! માબાપ સાથે અને ભાઇ-બહેનો સાથે આપણે કેવી રીતે વર્તવું જોઇએ? સોનેરી વાક્ય શિખવો.

**પ્રાર્થના**—"હે પ્રિય પિતા, અમે દયાળુ અને ક્ષમાશીળ થઇને કુટુંબીઓને તેમજ નિશાળનાં છોકરાંને ખુશી કરી શકીએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાક્ય.**—"તમે એક બીજા ઉપર ઉપકારી, કરૂણારૂપ થાઓ, ને......એક બીજાને માફ કરો." એફે. ૪; ૩૨.

---

# પાઠ ૩૨મો.

## યુસફની બાપ પરની પ્રીતિ.

ઉત્પ. ૪૫; ૧૬-૨૮: ૪૬; ૧-૭: ૪૭; ૧-૧૨.

**શિક્ષકોની તૈયારી.**—આજની વાર્તા ઘણી રમુજી છે, માટે છોકરાંને તે ઘણી મનોરંજક લાગે એવી રીતે તૈયાર કરો. યાકુબની કુટુંબકબીલા સાથે નીકળવાની તૈયારી, મુસાફરી, યુસફની બાપની મુલાકાત, સાથે લાવેલા રાચરચીલાની વ્યવસ્થા અને મિસર દેશમાં તેમનું વસવું વિગેરે હકીકતનો આબેહુબ ચિતાર છોકરાંની નજર આગળ લાવો.

"તારા બાપને માન આપ" એટલે કેવળ તેને માન આપવું એટલુંજ નહિ પણ તેની આજ્ઞા પાળવી, તેની સેવા કરવી, તેનું પોષણ કરવું અને સર્વ પ્રકારે તેને સુખ થાય એવી રીતે વર્તવું એ વાત છોકરાંના મનમાં ઠસાવવી.

**વાર્તાનો હેતુ.**—માબાપ ઉપર પ્રીતિ કરવી, અને બધી રીતે તેમની સહાય કરવી એવી ઇચ્છા છોકરાંનાં મનમાં ઉત્પન્ન કરાવવાનો.

### છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—આપણી ગઇ વાર્તામાં યુસફને કેવી મોટી પદવી મળી હતી? તે દેશનો મુખ્ય પ્રધાન થયો હતો. જ્યારે યુસફ પોતાના મોટા ભાઇઓને મળ્યો તેમજ નાના ભાઇ બિન્યામીનને મળ્યો ત્યારે ભાઇઓને મળવા જેવો આનંદ તેને થયો. પણ એવું બીજું કોણ હતું કે જેના પર યુસફ બહુજ પ્રીતિ રાખતો હતો અને તેને ઘણાં વર્ષો થયાં મળ્યો ન હતો? એ તો તેનો બાપ યાકુબ હતો. હવે આજે યુસફે પોતાના વહાલા બાપ પર અખૂટ પ્રીતિ દેખાડી તે વિષેની ઉત્તમ વાર્તા હું તમને કહેવાનો છું.

વાર્તા.

**યુસફ પોતાના બાપને પોતા પાસે બોલાવે છે.**—રાજાએ જાણ્યું કે યુસફના ભાઇઓ આવ્યા છે, ત્યારે રાજાએ યુસફને બોલાવીને કહ્યું કે, તમે પાછા જાઓ અને તમારા બાપને અને બાયડી, છોકરાંને લઇ આવો. અમે સર્વ પ્રકારે તમારી સંભાળ કરીશું. જેમ રાજાએ કહ્યું હતું તેમ યુસફે કર્યું ? યુસફે પોતાના વૃદ્ધ પિતાને તથા કુટુંબકબીલાને તેડી લાવવા માટે ગાડાં મોકલ્યાં એટલુંજ નહિ પણ દરેક ભાઇ દીઠ ત્રણ ત્રણ જોડ નવાં વસ્ત્ર અને બિન્યામીનને પાંચ જોડ વસ્ત્ર અને ૩૦૦ રૂપિયા આપ્યા. વૃદ્ધ પિતાને સારૂ અનાજ અને ખાવાની ઉત્તમ ઉત્તમ વસ્તુઓથી લાદેલાં વીસ ગધેડાં તેઓની સાથે મોકલાવ્યાં.

**ભાઇઓનું મિસરથી પાછા ફરવું.**--મિસર દેશથી ઘેર પાછા વળતાં ભાઇઓને આ મુસાફરીમાં કેટલો બધો આનંદ થયો હશે! કેમકે યુસફે ભાઇઓને માફી આપી હતી તેમજ શિમઓન તથા બિન્યામીન તેમની સાથે હતા, અને કેટલી બધી ઉત્તમ ઉત્તમ વસ્તુઓની યુસફે તેમને બક્ષીસ આપી હતી! તેમનો પિતા તેમની પાછા આવવાની રાહ કેટલી બધી આતુરતાથી જોતો હશે તેનો વિચાર કરો. જ્યારે આ બધા ખટલાને યાકૂબ આવતો જુએ છે ત્યારે તે પોતાના મનમાં કહે છે કે, આ મારા દીકરા નહિ હશે કેમકે તેઓ તો અગીઆરજ જણ છે અને આવો મોટો ખટલો જોવામાં આવે છે. ઘોડાગાડીઓ અને ગાડાં, સામાનસુમાનથી લાદેલાં ગધેડાં—આ બધો કોનો ખટલો હશે ? એવામાં ભાઇઓ દોડી આવે છે ને હરખભેર બોલે છે, બાપા, બાપા, યુસફભાઈ જીવે છે! અને તે મિસર દેશનો મુખ્ય પ્રધાન થયો છે! યાકુબ આ સાંભળી સ્તબ્ધ થઇ ગયો અને તે વાત પ્રથમ તો ખરી માની નહિ, પણ પછી જ્યારે તેઓએ યુસફ વિષે બધી વાત વિગતવારે કહી અને જે ગાડીઓ અને ગાડાં તેમને તેડવાને યુસફે મોકલ્યાં હતાં તે તથા ઉત્તમ ભેટો તેના જોવામાં આવી ત્યારે તેને ખાત્રી થઇ કે આ વાત ખરી છે.

**મિસર દેશ તરફ પાછી મુસાફરી.**—પછી યાકુબ આનંદથી ઉભરાઇ જઇ કહે છે કે, હવે બસ, મારો દીકરો યુસફ હજુ જીવે છે,

મારા મરવા પહેલાં હું જઇને તેને જોઇશ. ત્યાર પછી યાકુબ જે પહેલું કામ કરે છે તે એ હતું કે તેણે પ્રભુની અપાર પ્રીતિને માટે તેની ઉપકારસ્તુતિ કીધી. પ્રભુએ તેને કહ્યું કે, "મિસરમાં જતાં બીશ મા. હું તારી સાથે મિસરમાં આવીશ." પછી બધા મુસાફરીની તૈયારી કરવા લાગ્યા. પોતાનું વતન છોડીને ઘણે દૂર આવેલા મિસર દેશની મુસાફરીએ તેઓ નીકળે છે માટે તેઓ બધા પોતપોતાની તૈયારી કરવાને કેટલા બધા ગુંથાયા હશે તેની કલ્પના તમે સહેજ કરી શકશો. છેવટે મુસાફરીમાં નીકળવાનો દિવસ આવી લાગ્યો. નાનાં છોકરાં અને તેમની માતાઓ ગાડીઓમાં બેસે છે. મોટા છોકરા અને છોડીઓ ઘેટાંબકરાંને હાંકે છે. તેમના બાપ ગાડાંમાં ને ગધેડાં પર સામાનસુમાન ભરે છે, અને એમ દરેક જણ કંઇ ને કંઇ કામ કરતાં આનંદી દેખાય છે. બધું તૈયાર થયા પછી તેઓ નીકળે છે.

**યુસફ પોતાના બાપને મળે છે.**—મુસાફરી કરતાં કરતાં તેઓ મિસર દેશની પાસે આવી પહોંચે છે, ત્યારે એક ભાઇ યહુદાહ યુસફને ખબર આપવા આગળ જાય છે. જ્યારે યુસફ આ ખબર સાંભળે છે કે તેઓ બધાં આવે છે ત્યારે પોતાની એક સુંદર ગાડીમાં બેસીને બાપને મળવાને ઘણી ઝડપથી જાય છે. જ્યારે તે પોતાના બાપને દૂરથી જુએ છે ત્યારે પોતે ગાડીમાંથી નીચે ઉતરી પડે છે, ને દોડીને બાપની ગાડીમાં ચઢી જાય છે ને પછી બાપની કોટે વળગીને નાના બાળકની માફક તે રડે છે. પછી યાકૂબે યુસફને મમતાથી હાથ ફેરવીને કહ્યું, દીકરા યુસફ, આજે મેં તને ફરીને જીવતો દીઠો. મારા જેવો કોણ સુખીયો છે! જગતમાં હવે મારી બીજી ઇચ્છા કોઇ નથી. હવે ઈશ્વર મને લઈ લે તો કેવું સારું!

**યાકુબ અને તેના દીકરા મિસરમાં.**—પછી યુસફ પોતાના પાંચ ભાઇઓને સાથે લઇને રાજા પાસે ગયો ને કહ્યું, મહારાજા સાહેબ, મારા પિતા અને મારા ભાઇઓ આવ્યા છે. જ્યારે રાજાએ યુસફના ભાઇઓને જોયા ત્યારે તેણે પુછ્યું કે તમે શું કામ કરો છો? તેઓએ કહ્યું, અમો તારા દાસો ઘેટાંપાળકનું કામ કરીએ છીએ. પછી રાજાએ યુસફને કહ્યું કે, જ્યાં તેમનાં ઘેટાંબકરાંને સારી રીતે ચારોપાણી મળે

એવી દેશની ઉત્તમ જગ્યા તેમને રહેવાને આપો. પછી યુસફ પોતાના બાપને રાજા પાસે લઇ ગયો. રાજાએ પુછ્યું, તમારી ઉંમર કેટલી છે? યાકૂબે કહ્યું, સાહેબ, હું ૧૩૦ વર્ષની ઉંમરનો છું. પછી યાકૂબે રાજાને માટે પ્રાર્થના કરી અને તેને આશીર્વાદ આપ્યો. વૃદ્ધ યાકુબ કેવો સુખી માણસ કહેવાય! સર્વ છોકરા તેના ઉપર પ્રીતિ કરતા હતા અને યુસફ તેના ઉપર ખાસ પ્રીતિ કરતો હતો ને તેની દરેક વાત ઉપાડી લેતો હતો એટલુંજ નહિ પણ દેશનો રાજા પણ તેને ઘણું માન આપતો હતો.

**વાર્તાની છેવટમાં.**—છોકરાંના ઘર વિષે વાતચિત કરો. તમારા ઘરમાં કોઇ વૃદ્ધ માણસ છે કે? એવા માણસને સુખી કરવાને આપણે શું કરી શકીએ? છોકરાં પોતાનાં માબાપ પરનો પ્રેમ કેવી રીતે દર્શાવી શકે છે? સોનેરી વાક્ય શિખવો. પ્રાર્થના. "હે આકાશવાસી પ્રિય પિતા, અમે જે કંઇ કરીએ તે બધામાં વિશ્વાસુ થઇએ. વળી માબાપની આજ્ઞા પાળનારાં, ભાઇબહેનોને માફી આપનારાં અને તેઓ પર પ્રીતિ કરનારાં અમે થઇએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાકય.**—"તારા બાપનું તથા તારી માનું તું સન્માન રાખ, કે તારો દેવ યહોવાહ, જે દેશ તને આપે છે તેમાં તારૂં આયુષ્ય દીર્ઘ થાય." નિર્ગ. ૨૦; ૧૨.

---

## પાઠ ૩૩મો.

### યુસફની આખી વાર્તા.

**શિક્ષકોની તૈયારી.**

(૧) ઉત્પ. ૩૭ અને ૩૯-૫૦ વાંચો. ત્યાં યુસફની સંપૂર્ણ વાર્તા લખવામાં આવી છે. આખી હકીકત એવી સારી રીતે સમજીને વાંચો કે જેથી બધી વાત તમારી નજર આગળ આવે.

(૨) યુસફના જીવનચરિત્રમાંથી તે કેવો આજ્ઞાંકિત હતો, કેવો ઉદ્યોગી હતો, કેવો ક્ષમાશીળ હતો અને પોતાના પિતા પ્રત્યે કેવો પ્રેમાળ હતો વિગેરે સદ્ગુણોની નોંધ લેવાને ઉપર જણાવેલા અધ્યાયો ફરીને વાંચો.

(૩) ઉપલા શાસ્ત્રભાગો ફરીને ત્રીજીવાર વાંચો, અને યુસફના જીવનવૃત્તાંતથી પરમેશ્વર વિષે આપણે શું શાખીએ છીએ, યુસફની વાતમાં દેવે પોતાનો સંતોષ કેવી રીતે પ્રગટ કર્યો, જેઓ પરમેશ્વર પર ભરોસો રાખે છે તેમનું આયુષ્ય તે કેવી રીતે ગોઠવે છે અને ભુંડામાંથી પરમેશ્વર કેવું ભલું કરે છે વિગેરે વાતોની નોંધ લ્યો.

શિક્ષકે પોતે વાર્તા એવી સારી રીતે જાણવી જોઇએ કે, શાસ્ત્ર ઉઘાડ્યા વગર છોકરાંને એવી રમુજી રીતે વાર્તા કહે કે તેમાં તેમને સાંભળવાનો રસ પડે. એમ છતાં શિક્ષકે હમેશાં પવિત્ર શાસ્ત્ર પોતાની પાસે રાખવું. પ્રભુ યુસફની સાથે હતો અને તેના ઉપર પ્રસન્ન હતો, કેમકે તેની ઇચ્છા પ્રમાણે તે કરતો હતો એ આખી વાર્તાનો સાર છે તે શિક્ષકોએ જાણવું ને શિખવવું જોઇએ.

**વાર્તાનો હેતુ.**—(૧) યુસફ નાનો છોકરો હતો ત્યારથી પ્રભુ તેની સાથે હતો, ને તેને આશીર્વાદ આપતો હતો. કેમકે તે પ્રભુની ઇચ્છા પ્રમાણે ચાલીને તેને સંતોષ પમાડતો હતો તે દર્શાવવાનો.

(૨) આજ્ઞાંકિતપણું, ભાઈબ્હેનોમાં પ્રીતિ અને ક્ષમાશાળતા, દરેક કાર્યોમાં વિશ્વાસુપણું, ઘરડાં માબાપની સેવા ચાકરી વિગેરે મુદ્દાઓ—વાર્તા ફરી ફરીને કહી છોકરાંના મનમાં ઠસાવવાનો. યુસફની વાર્તા એવી દિલકશ અને અસરકારક બનાવો કે છોકરાંના મનમાં યુસફના જેવા થવાની ભાવના ઉત્પન્ન થાય.

## પુનરાવર્તન કેવી રીતે કરવું તે વિષેની સુચનાઓ.

(૧) વર્ગનાં સર્વ છોકરાંનું લક્ષ ખેંચાય એવી રીતના ટુંકા પ્રશ્ન પુછો.

(૨) યુસફની જે પાંચ વાતો તેઓ શીખ્યાં છે તે જુદાં જુદાં છોકરાં કહી જાય, અથવા એકજ બાળક બીજાને સાંભળવાનો રસ પડે એવી રીતે યુસફની આખી વાર્તા કહી સંભળાવે. એમ નહિ તો શિક્ષક પોતે આખી વાર્તા પહેલાં ટુંકમાં કહી જાય.

(૩) વાર્તા કહેતાં જો ચિત્રોનો ઉપયોગ કરશો તો છોકરાંને બહુ ગમે એમ છે. ચિત્ર બતાવીને તે વિષે પ્રશ્ન પુછી વાર્તા કરવી. અથવા તો છોકરાંના હાથમાં આપવું અને છોકરાં પોતે ચિત્રમાં શું શું છે તે કહી દેખાડે.

જેવી રીતે વાર્તા પહેલાં કહેવામાં આવી હતી તેવીજ રીતે કહેવી. પુનરાવર્તનમાં કોઇ નવા મુદ્દાઓ દાખલ કરવા નહિ, પણ જે મુદ્દા છોકરાંના મનમાં ઠસાવવા માગીએ છીએ તેજ મુદ્દા પુનરાવર્તન કરતાં તેમના મનમાં અસર કરે એવી રીતે વાર્તા કહેવી.

**વાર્તાની છેવટમાં.**—સોનેરી વાકય શિખવો. છોકરાંને પુછો કે, તમારે તમારાં માબાપ અને ભાઇભાંડું સાથે કેવી રીતે વર્તવું જોઇએ? પ્રભુને રાજી કરવાને માટે તમારે તમારા ઘરમાં અને ગામના ફળીઆમાં કેવી કેવી રીતે વર્તવું જોઈએ? પ્રાર્થના. "હે પ્રિય પિતા, અમે જે કંઇ કરીએ તેમાં વિશ્વાસુ થઈએ. ભાઇભાંડું પ્રત્યે ક્ષમાશીળ અને પ્રેમી તેમજ માબાપ પ્રત્યે આજ્ઞાંકિત થઇએ એવી સહાય તું અમારી કર."

**સોનેરી વાકય.**—"યહોવાહ તેની સાથે હતો; ને તેણે જે કંઇ કામ કર્યું તેમાં યહોવાહે તેને ફતેહ પમાડી." ઉત્પ. ૩૯; ૨૩.

---

## પાઠ ૩૪મો.

### નાનો ઘેટાંપાળક.

૧ શમૂ. ૧૬; ૧૧, ૧૨, ૧૪—૨૩: ૧૭; ૧૨-૧૫, ૩૪—૩૭.

**શિક્ષકોની તૈયારી.**—આ નાનો ઘેટાંપાળક દાઉદ કેવી રીતે ઉછર્યો હતો તે જાણવાને અધ્યા. ૧૬ અને ૧૭ વાંચો. દાઉદના પિતાનું નામ યિશાઈ હતું અને તેના દાદાનું નામ બોઆઝ હતું. તેના વિષે રૂથ ૨; ૧માં કહેવામાં આવ્યું છે કે, "તે મહા ધનાઢય પુરૂષ હતો." ૧ શમૂ. ૧૬; ૧૨, ૧૮માં જે વાત દાઉદ વિષે લખવામાં આવી છે તે ધ્યાનમાં રાખશો. કલમ ૨૩ પરથી જણાય છે કે, દાઉદ રાજા આગળ વાજીંત્ર વગાડનાર એક હોશિયાર ગવૈયો હતો. દાઉદનાં રચેલાં ગીત પરથી એવું જણાય છે કે, તેણે મનન કરવાને પોતાનો ઘણો

વખત રોકેલો હોવો જોઇએ. ગીત ૧૯ તેની આકાશમંડળની નિરીક્ષાનો અભ્યાસ દર્શાવે છે. અધ્યા. ૧૭; ૪૦માં તે જે હથિયારનો ઉપયોગ કરતો તે દર્શાવ્યું છે અને કદાપિ સિંહ અને રીંછ તેણે આજ હથિયારથી માર્યા હશે. આ હથિયાર તે ગોફણ હતી. (ગોફણ ચામડાના ચાડાની બંને બાજુએ સુતરના બે છેડા મુકીને બનાવે છે, અથવા તો તે આખી ચામડાની પણ બનાવે છે.) ચાડામાં પત્થર મુકી બે છેડાઓ હાથમાં પકડી બે ત્રણ વાર વીંઝીને એક છેડો મુકી દે છે એટલે પત્થર ફેંકાય છે (ન્યાયા. ૨૦; ૧૬ જુઓ). (બની શકે તો વર્ગમાં એક ગોફણ લાવી છોકરાંને બતાવવી).

**વાર્તાનો હેતુ.**—જેઓ પોતાના કામમાં તત્પર અને વિશ્વાસુ છે તેમને પ્રભુ સંભાળે છે એટલુંજ નહિ પણ તેમની સહાય કરે છે તે દર્શાવવાનો.

## છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—જે ઘેટાંપાળકો દૂતોનું ગીત સાંભળી બાળક ઈસુને ગભાણમાં જઇ મળ્યા તે વાત તમને યાદ છે કે? જ્યાં આ ઘેટાંપાળક રહેતા હતા તેજ જગ્યાએ રહેનાર એક છોકરાની વાર્તા આજે હું તમને કહેવાનો છું. આ છોકરો પોતે પણ ઘેટાંપાળકજ હતો.

## વાર્તા.

**દાઉદનું ઘર.**—જ્યાં ઇસુ જનમ્યો હતો તેજ ગામમાં ઘણાં ઘણાં વર્ષો પૂર્વે એક છોકરો રહેતો હતો. આ છોકરાનું નામ દાઉદ હતું. તેના બાપનું નામ યિશાઈ હતું. યિશાઇ બહુ પૈસાવાળો માણસ હતો. તેની પાસે પુષ્કળ જમીન અને ઘેટાંબકરાંનાં મોટાં મોટાં ટોળાં ને પુષ્કળ ઢોરઢાંક પણ હતાં. તેની પોતાની જમીન તે ખીણોમાં આવેલી હતી. ત્યાં ઘઉં, બાજરી પુષ્કળ પાકતાં હતાં. ડુંગરાઓમાં મોટાં મોટાં જંગલો આવેલાં હતાં. તે ઘાસચારાથી, પુષ્કળ ઝાડોથી અને નદીનાળાંથી ભરપુર હતાં. આ જંગલોમાં બધા પ્રકારનાં જંગલી જનાવરો—જેવાં કે શિયાળવાં, વાઘ, વરૂ, સિંહ અને રીંછ વગેરે રહેતાં હતાં, યિશાઇના ઘરમાં જે માણસો રહેતાં હતાં તે દરેકને કંઇ ને

કંઇ કામ કરવાનું હતું. સ્ત્રીવર્ગનાં માણસોને ગાયો, ભેંસો અને ઘેટાં-બકરાંને દોહવાનું, દહીં, માખણ, ઘી બનાવવાનું અને ઊન કાંતી ઘર-કુટુંબને માટે કપડાં બનાવવાનું કામકાજ કરવાનું હતું. યિશાઈના ત્રણ પુત્રો રાજાને ત્યાં લશ્કરી ખાતામાં નોકર હતા, અને બીજા જમીન ખેડવાનું, વાવવાનું અને કાપવાનું વિગેરે ખેતીનું કામ કરતા હતા.

**જુવાન દાઉદ.**—દાઉદ તે તેના બાપનો સૌથી નાનો છોકરો હતો. તે એક ખરેખર સુંદર છોકરો હતો. પવિત્ર શાસ્ત્ર (હાથમાં લઇને) કહે છે કે તે લાલચોળ તથા સુંદર ચહેરાનો તથા દેખાવમાં ફુટડો હતો એટલુંજ નહિ પણ તે પરાક્રમી યોદ્ધો અને લડવૈયો હતો. તેને કશાની બીક લાગતી નહિ, અને એમ હોય કે કદાપિ તેજ કારણ માટે તેના બાપે તેને ઘેટાંને ચારવાનું કામ સોંપ્યું હોય. મને લાગે છે કે પ્રથમ તે ઘેટાં ચારવાને નોકરો સાથે નહિ તો પોતાનો કોઇ મોટો ભાઇ કે જે પાછળથી લશ્કરમાં જોડાઇને સિપાઇ થયો તેની સાથે જતો હશે, અને એમ આ બધું કામ શીખતો હશે. દાઉદને શું કામ સોંપવામાં આવ્યું હતું? (છોકરાંને પુછો.) ઘેટાંને ઉત્તમ ચારો ચરાવવા લઇ જવાં, સ્વચ્છ પાણી નદી નાળે પાઇને ઘેર લાવવાં, જો કોઇ ઘેટું બકરું માંદું પડે કે ઘાયલ થાય તો તેની તથા નાનાં લવારાં અને હલવાનોની બરદાસ્ત કરવી અને તેમને કોઇ ફાડી ખાનાર જનાવર મારી ન ખાય માટે તેમની ચોકી કરવી વિગેરે કામ દાઉદને કરવાનું હતું. તે જ્યારે નાનો છોકરો હતો ત્યારે ગોફણ મારતાં શીખ્યો હતો. મને લાગે છે કે તેના મોટા ભાઇએ તેને એક ગોફણ બનાવી આપી હશે, ને ધીમે ધીમે તેનો ઉપયોગ કરતાં શીખ્યો હશે.

**ઘેટાંની ચોકી કરવી.**—જ્યારે દાઉદ મોટો છોકરો થયો ત્યારે તેના બાપાએ નોકરો સાથે તેનાં ઘેટાં ચારવા મોકલ્યો. સવારમાં વહેલો ઉઠી, પોતાની થેલી, કે જેમાં તેની મા ખાવાનું કરી આપતી તે મુકતો હતો તે, તથા પોતાની ગોફણ અને લાંબી લોઢાની કડી આપી લાકડી હાથમાં ઝાલી નીકળી પડતો. ગોફણને માટે પત્થર સાથે લેતો નહિ, કેમકે ડુંગરામાં પથરાની કંઇ ખોટ ન હતી. એક દિવસે એવું બન્યુ કે દાઉદનાં બધાં કપડાં ફાટી ગએલાં, હાથ છોલાઈ ગએલા

અને લોહીલુહાણ હાલે ઘેર આવ્યો. શું કારણ હશે? જ્યારે તે જંગલમાં ઘેટાં ચારતો હતો ત્યારે એકાએક બધાં ઘેટાં બીને એકઠાં થએલાં તેના જોવામાં આવ્યાં. આનું કારણ દાઉદ સમજી ગયો. ધીમે રહી ઉભો થઈ તપાસ કરી તો એવામાં એક સિંહ પાસેની ઝાડીમાંથી કુદી આવ્યો. તેણે તલપ મારી એક હલવાન પકડયું ને ચાલતો થયો. દાઉદની સાથે જે ચાકરો હતા તેઓએ સિંહને જોતાંજ બુમ પાડી કે, અરે! સિંહ આવ્યો! એમ કહીને જેમ આપણે નાસી જઈએ તેમ તેઓ નાસી ગયા. પણ દાઉદને ભરોસો હતો કે પ્રભુ મને સહાય કરશે તેથી સિંહની પછવાડે ધાયો. પણ સિંહ પેલું મોંમાંનું હલવાન જમીન પર નાખી દઇને દાઉદ ઉપર ધસી આવ્યો, પણ દાઉદે સિંહને પકડયો ને તેને મારી નાખ્યો ને હલવાનને પાછું ઘેર આણ્યું. આજ પ્રમાણે એક બીજી વખતે રીંછ ઝાડીમાંથી નીકળી આવ્યું હતું અને તેને પણ દાઉદે મારી નાખ્યું હતું. કદાપિ તેણે પોતાની ગોફણથી માર્યું હશે પણ તેમાં કેવળ ઈશ્વરની સહાય હતી એમ આપણે સમજવું. આ પછી એક વખતે દાઉદે કહ્યું કે, પ્રભુએ મને સિંહના તથા રીંછના પંજામાંથી બચાવ્યો છે. જ્યારે આ બધી વાત તેણે પોતાના પિતાને જણાવી ત્યારે તે ઘણો મગરૂર થયો કે મારો દીકરો આવો બહાદુર છે, અને તેમજ ઘણો ખુશી થયો કે પ્રભુએ મારા દીકરાને આ જંગલી જનાવરોના હાથથી બચાવ્યો.

**વીણા વગાડે છે.**—દાઉદ કોમળ મનનો, દયાળુ અને શૂરવીર ઘેટાંપાળક હતો એટલુંજ નહિ પણ તે એક અચ્છો ગવૈયો અને કવિ પણ હતો. તેણે ઘણાં ગીતો પણ રચ્યાં છે; ઘેટાંને ચારતો હતો ત્યારે તેને પુષ્કળ વખત મળતો હતો. રાત્રે સૂર્ય, ચંદ્ર અને તારાઓની નિરીક્ષા કરતો હતો ત્યારે એને એમ લાગતું કે પ્રભુ કે જેણે આ સર્વ વાનાં પેદા કીધાં છે તે મારા પર પણ પ્રીતિ કરે છે ને મને સંભાળે છે, તેથી કરીને તેણે ગીતમાં પ્રભુની સ્તુતિ કરેલી છે. તેની પાસે વીણા આદી વાજીંત્રો પણ હતાં, તેમાં તે આ ગીત ગાતો હતો. દાઉદના જેવો વાજીંત્ર વગાડનાર દેશમાં બીજો કોઇ ન હતો, અને તેથી કરીને રાજા પાસે જઇ પણ વાજીંત્ર વગાડી દેખાડવાનો તેને પ્રસંગ મળ્યો.

એવી રીતે કે એક વખતે રાજાનું મન વ્યાકુળ થવાથી તેને કંઈ ચેન પડયું નહિ, અને એથી કરીને તેને ઊંઘ પણ આવી નહિ. કોઇ વખતે તે ગાંડા માણુસની માફક કરતો હતો. વૈદે એ રાજાને સલાહ આપી કે, મહારાજ, આપને કંઈ દવા લાગુ પડે એમ નથી, માટે આપ કોઇ હોશિયાર વીણા વગાડનારને શોધી મંગાવો, અને જ્યારે આ દુષ્ટ આત્મા આપના અંગમાં આવે ત્યારે તે તમારી આગળ વાજીંત્ર વગાડે, અને એવું કરવાથી આપને આરામ થશે. તેથી કરીને રાજાએ પોતાના ચાકરોને આજ્ઞા કરી કે આવો કોઇ છોકરો શોધી કાઢી મારી પાસે લાવો. આ વાત ચાલતી હતી એવામાં કોઇએ કહ્યું કે, મહારાજ, શોધ કરવાની કશી જરૂર નથી, બેથલેહેમમાં યિશાઇનો એક દીકરો દાઉદ નામનો છે; તે ઘણો સારો છોકરો છે. શરીરે મજબુત, બહાદુર અને ફુટડો છે. એના જેવો હોશિયાર વાજીંત્ર વગાડનાર આપણા આખા રાજ્યમાં કોઈ નથી. આ સાંભળીને શાઉલ રાજાએ તુરતજ યિશાઇને ખબર આપી કે તારો દીકરો દાઉદ, કે જે ઘેટાં સાચવે છે તેને એકદમ મારી પાસે મોકલ. રાજાની આજ્ઞા થતાંજ યિશાઇએ ખેતરમાંથી દાઉદને નોકર મોકલી ઘેર બોલાવ્યો. બીજે દિવસે યિશાઇના ઘરમાં મોટી ધમાલ ચાલી—રાજાનો કારભારી દાઉદને બોલાવવા આવ્યો હતો તે દાઉદની પડખે ઉભો હતો, દાઉદ પોતાની માને, બાપને, ભાઇભાંડુને, સગાંસહોદરને સલામ કરી રાજા પાસે જવા વિદાયગીરી માગે છે, માબાપ તરફથી રાજાને માટે પ્રેમપૂર્વક ભેટ મોકલવાની જે ઉત્તમ વાનીઓ તથા દ્રાક્ષરસ તૈયાર હતાં તેને ગધેડાં પર લાદે છે. દાઉદે પોતાના હાથમાં વીણા લીધી છે અને એમ સઘળી તૈયારી કરીને દાઉદ રાજા પાસે જવાને ચાલી નીકળે છે. ખરેખર પરમેશ્વરે દાઉદ ઉપર મહેરબાની કરી હતી તેમાં તો કોઇ જાતનો શક ન હતો. પછી દાઉદ પોતાનો કેટલોક વખત રાજા પાસે વાજીંત્ર વગાડવામાં અને બાકીનો વખત પોતાના બાપનાં ઘેટાં ચરાવ-વામાં ગાળતો હતો.

**વાર્તાની છેવટમાં.**—જ્યારે દાઉદ ઘેટાં ચારતો હતો અને સિંહે અને રીંછે હુમલો કર્યો ત્યારે દાઉદની સહાય કોણે કીધી હતી? શું આ સહાય કરનાર દાઉદનો એકાદ ચાકર હતો? ના, તેઓ તો બધા નાસી

ગયા હતા. ખરેખર પ્રભુએજ તેને આ વખતે મદદ કીધી હતી. જો આપણે તેના ઉપર ભરોસો રાખીએ અને હિંમત પકડીએ તો તે આપણી સહાય કરશે. સોનેરી વાક્ય કે જે દાઉદના ગીતમાંની એક કડી છે તે શિખવો. પ્રાર્થના—"હે પ્રભુ, અમે દાઉદના જેવાં હિમ્મત-વાન અને બળવાન થઇએ અને તેના જેવાં કર્ત્તવ્ય કરી શકીએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાક્ય.**--"યહોવાહથી બીનારાંની આસપાસ તેનો દૂત છાવણી કરે છે તથા તેમને છોડાવે છે." ગીત. ૩૪ ; ૭.

---

## પાઠ ૩૫મો.

### ભવિષ્યવાદીની મુલાકાત.

૧ શમૂ. ૧૬ ; ૧-૧૩.

**શિક્ષકોની તૈયારી.**--પરમેશ્વરે શાઉલને બદલે બીજો રાજા પસંદ કર્યો તેનું શું કારણ હતું તે જાણવા માટે અધ્યા. ૧૫મો વાંચો. શમુએલ એલીને બદલે યાજક થયો, એટલુંજ નહિ પણ પરમેશ્વરે તેને ભવિષ્યવાદી પણ ઠરાવ્યો હતો (૧ શમૂ. ૩; ૨૦-૨૧). [જો વર્ગમાં હિંદુ છોકરાઓ હોય તો ગાયના બળીદાન વિષે વાત કરશો નહિ.]

**વાર્તાનો હેતુ.**—જેઓ પ્રભુની વાણી સાંભળે છે તેઓની સાથે તે વાત કરે છે, ને જેઓ લાયક છે તેમને પોતાનો સેવક થવાને પસંદ કરે છે તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**--ગયા અઠવાડીઆમાં આપણે જે છોકરા વિષે વાત કરી હતી તેનું નામ તમને યાદ છે કે? ઘણા વખત ઉપર આપણે એક બાળયાજક વિષે વાર્તા શીખ્યા હતા તે બાળયાજકનું નામ કોઇને યાદ છે કે? હા, શમૂએલ; અને આજે શમૂએલે દાઉદની મુલાકાત કેવી રીતે કરી તે વિષેની વાર્તા તમને કહેવાનો છું.

## વાર્તા.

**શમૂએલ અને ગામડાંના લોક.**—એક દિવસે દાઉદ જ્યારે બેથલેહેમની સીમમાં પોતાનાં ઘેટાં ચરાવતો હતો ત્યારે એક નવાઈ જેવો બનાવ બન્યો. એક લાંબી ધોળી દાઢીવાળો વૃદ્ધ પુરૂષ દાઉદના ગામ બેથલેહેમમાં આવ્યો. આ વૃદ્ધ પુરૂષ તે શમૂએલ ભવિષ્યવાદી હતો. તે ગામમાં આવીને યિશાઈના ઘરની શોધ કરવા લાગ્યો. તેની સાથે એક વાછરડી અને હાથમાં તેલનું ભરેલું શીંગ હતું (હિંદુ છોકરાની આગળ વાછરડીની વાત પડતી મૂકો). શમૂએલ જ્યારે નાનો છોકરો હતો ત્યારે એક રાત્રે પરમેશ્વરે તેને શમૂએલ, શમૂએલ, કહીને બોલાવ્યો હતો તે વાત તમને યાદ છે કે? ઘણાં વર્ષો સુધી પ્રભુએ શમૂએલની મારફતે યહુદી લોકને પોતાની ઇચ્છા જણાવી હતી, અને દેશના બધા લોક શમૂએલને ઓળખતા હતા. કદિ કદિ પ્રભુ શમૂએલને લોકનાં પાપને લીધે ઠપકો આપવા અને તેમને સજા કરવા મોકલતો હતો. કોઇ કોઇ વખત લોકને માટે યજ્ઞ કરવા અને તેમની સાથે ભક્તિમાં ભાગ લેવા પણ શમૂએલ જતો હતો. જ્યારે લોકોએ શમૂએલને બેથલેહેમ તરફ આવતો જોયો ત્યારે લોકો ગભરાઇ જઇ ગામના વડીલોને ખબર આપવા દોડી ગયા ને કહ્યું કે, શમૂએલ ભવિષ્યવાદી આવ્યો છે તે કેમ આવ્યો છે તેની તપાસ કરો. તે પરથી ગામના મુખ્ય માણસો શમૂએલ પાસે ગયા અને પુછ્યું, કેમ, સર્વ સારી ખબર છે? શમૂએલે જવાબ આપ્યો કે, હા; સર્વ સારી ખબર છે. તમારી સાથે ભજન કરવા આવ્યો છું. તમો સર્વ તૈયાર થાઓ ને મારી સાથે યજ્ઞાર્પણ ચઢાવવાને ભક્તિ-સ્થાનમાં આવો.

**પરમેશ્વર શમૂએલ સાથે બોલે છે.**—પરમેશ્વરે શમૂએલને કહ્યું હતું કે, શાઉલ રાજા થવાને નાલાયક ઠરવાથી મેં તેને બદલે બીજા માણ-સને રાજા થવાને પસંદ કર્યો છે. માટે તું શીંગ ભરીને તેલ લે, ને યિશાઇ બેથલેહેમીને ઘેર જા. હું તેના પુત્રોમાંથી શાઉલને બદલે રાજા થવાને પસંદ કરીશ. શમૂએલ બોલ્યો, પ્રભુ, હું કેવી રીતે જાઉં? જો રાજા આવી વાત સાંભળશે તો તે મને મારી નાખશે. પ્રભુએ કહ્યું, તું જા, તને જે પ્રમાણે કહેવામાં આવ્યું તે પ્રમાણે કર. ભજનસ્થાનમાં

યિશાઇને બોલાવ, ને ત્યાં તારે જે કરવું જોઇએ તે હું તને જણાવીશ. એ પ્રમાણે પરમેશ્વરના હુકમ મુજબ શમૂએલ આજે અહીં આવ્યો છે.

**પરમેશ્વર દાઉદને પસંદ કરે છે.**—શમૂએલે યિશાઇ અને તેના પુત્રોને બોલાવ્યા. તેઓ તથા બીજા બધા લોક શમૂએલની પાછળ ભજનસ્થાનમાં ગયા. ભક્તિનું કાર્ય પૂર્ણ થતાં શમૂએલે તેલનું શીંગ હાથમાં લીધું, અને યિશાઇના છોકરાઓ તરફ નજર નાખી જોવા લાગ્યો. તેણે યિશાઇના વડા દીકરા અલીઆબને જોયો તો તે ઉંચો, કદાવર અને ખૂબસુરત ચહેરાનો હતો, તેથી શમૂએલે પોતાના મનમાં કહ્યું કે, "નિશ્ચે એજ નવો રાજા હોવો જોઇએ." પણ પ્રભુએ કહ્યું, "જેમ માણસ જુએ છે તેમ પ્રભુ જોતો નથી, કેમકે માણસ બહારના દેખાવ તરફ જુએ છે પણ યહેવાહ હૃદય તરફ જુએ છે. તે માણસને મેં પસંદ કર્યો નથી." પછી યિશાઇએ પોતાના બીજા છોકરાને બોલાવ્યો તેને પણ નાપસંદ કીધો, ને એ પ્રમાણે એક પછી એક સાત છોકરાને બોલાવવામાં આવ્યા, પણ દરેકને માટે શમૂએલને પ્રભુએ જણાવ્યું કે, 'એ માણસ નહિ.' પછી શમૂએલે યિશાઇને પુછ્યું કે, શું તમારા બધા પુત્રો હાજર છે? ત્યારે યિશાઇએ કહ્યું કે હજુ એક સૌથી નાનો છોકરો બાકી છે, અને તે ઘેટાં ચરાવવાને સીમમાં ગયો છે. પછી શમૂએલે તેને બોલાવી મંગાવવાનું કહ્યું, તેથી યિશાઇએ તેને બોલાવી મંગાવ્યો. ગયા અઠવાડીઆની વાર્તામાં આપણે જોયું હતું કે તે લાલચોળ, સુંદર ચહેરાનો, દેખાવમાં રૂપાળો અને બહાદુર જુવાન હતો. તે શમૂએલ પાસે આવી રજુ થયો. પછી પ્રભુએ શમૂએલને જણાવ્યું કે, આ તેજ માણસ છે કે જેને મેં પસંદ કર્યો છે.

**દાઉદનો અભિષેક.**—એમ શમૂએલે પોતાના હાથમાં તેલનું શીંગ લઇને તેના માથા ઉપર તેલ રેડી તેનો અભિષેક કર્યો, અને તેના આખા કુટુંબના તથા લોકના દેખતાં તેને શમૂએલે આશીર્વાદ આપ્યો. ત્યાર પછી શમૂએલ પાછો ચાલ્યો ગયો, અને લોકો શમૂએલે જે કર્યું તેનો અર્થ સમજ્યા નહિ. પણ દેવનો આત્મા દાઉદ ઉપર ઉતર્યો ને તે પોતાના મનમાં સમજ્યો કે, પ્રભુએ રાજા થવાને મને પસંદ કર્યો છે.

**વાર્તાની છેવટમાં.**—આ વાર્તા વિષે વાતચીત કરો. શા માટે પ્રભુએ શમૂએલની સાથે વાત કરી ને શાઉલ રાજાની સાથે ન કરી? શા માટે પ્રભુએ દાઉદના ભાઇઓને પસંદ ન કર્યા ને દાઉદને પસંદ કર્યો? શું દાઉદનો મોટો ભાઈ અલીઆબ દાઉદ કરતાં રાજા થવાને વધારે શોભતો ન હતો? સોનેરી વાક્ય આ સવાલનો જવાબ આપે છે તે શિખવો. પ્રાર્થના—"હે પ્રભુ, જેમ તું શમૂએલ સાથે બોલ્યો અને દાઉદને પસંદ કર્યો, તેમ તું અમારી સાથે બોલે, અને અમને પસંદ કરે એવા લાયક અમે થઇએ, એવી અમારી સહાય કર."

**સોનેરી વાક્ય.**—"જેમ માણુસ જુએ છે તેમ યહોવાહ જોતો નથી, કેમકે માણુસ બહારના દેખાવ તરફ જુએ છે, પણ યહોવાહ હૃદય તરફ જુએ છે." ૧ શમૂ. ૧૬ ; ૭.

---

## પાઠ ૩૬મો.

### જુવાન ઘેટાંપાળક રાક્ષસ સરખા મહાવીરને મારે છે.

૧ શમૂ. ૧૭; ૧-૫૮.

**શિક્ષકોની તૈયારી.**—પલિસ્તી લોક મૂર્તિપૂજક હતા અને કનાન દેશના મુળ વતનીઓ હતા. હજી સુધી ઇસ્રાએલી લોકોએ તેમને કનાન દેશમાંથી હાંકી કાઢ્યા ન હતા (ન્યાયા. ૩ ; ૧-૪). આ લોક ઘણા લડવૈયા હતા ને તેઓ હમેશાં ઇસ્રાએલી લોકને ત્રાસ આપતા હતા, જુઓ ૧ શમૂ. ૪ ; ૧, ૨ : ૫; ૧, ૨, ૧૪-૫૨. શાસ્ત્ર વાંચન-ભાગ લાંબો છે પણ તેને લક્ષપૂર્વક વાંચો, અને વાર્તામાં સમાયલા મુદ્દાઓની ક્રમવાર નોંધ કરો. બીન ઉપયોગી અને રસીક નહિ એવી વાતો વાર્તા તૈયાર કરતાં પડતી મુકો. શાઉલનું સૈન્ય આ તરફ પર્વત પર હતું ત્યારે પલિસ્તીઓનું સૈન્ય સામી બાજુ બીજા પર્વત ઉપર હતું, અને બંને વચ્ચે એક ખીણ (એલાહ) આવેલી હતી એ વાત ધ્યાનમાં રાખશો. આ સૈન્યની છાવણીથી દાઉદનું ગામ બેથલેહેમ નવ દશ ગાઉ દૂર આવેલું હતુ. છોકરાંને બતાવવા એક ગોફણ વર્ગમાં મંગાવો.

**વાર્તાનો હેતુ.**—જેઓનો ભરોસો પ્રભુ ઉપર છે તેઓને બીવાનું કંઇ કારણ નથી તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—ગયા અઠવાડિયામાં આપણે જે છોકરા વિષેની વાત કરી હતી તેનું નામ શું હતું? તેના વિષે તમને શું યાદ છે? છોકરાંને તે વિષે કહેવા દો. સિંહને તથા રીંછને તેણે મારી નાખ્યાં તેમાં પ્રભુએ તેને કેવી મદદ કરી હતી? હવે આજે તેણે એક મહાન રાક્ષસી યોદ્ધાને કેવી રીતે મારી નાખ્યો તે વિષેની વાર્તા તમને કહેવાનો છું.

**વાર્તા.**

**દાઉદને પોતાના ભાઈઓ પાસે મોકલે છે.**—શાઉલ રાજા જ્યારે બેચેનીમાં આવી પડતો ત્યારે દાઉદ તેની આગળ વાજીંત્ર વગાડી તેને ખુશી કરતો હતો. પણ હાલ રાજાને સારૂં હોવાથી દાઉદ પોતાને ઘેર બેથલેહેમ પાછો આવ્યો હતો, અને દરરોજ પોતાનાં ઘેટાંને ચરાવવાને જંગલમાં જતો હતો. થોડા વખત પછી પલિસ્તી લોક સાથે લડાઇ જાગી. પહેલાં તો શાઉલ રાજા ભલો હતો તેથી પરમેશ્વરે તેને સહાય કીધી હતી, પણ હાલ તે પરમેશ્વરનો અનાજ્ઞાંકિત થયો હતો તેથી કરીને તે સંકટમાં આવી પડયો. દાઉદના ત્રણ મોટા ભાઇઓ શાઉલના લશ્કરમાં હતા. લડાઇ ચાલતી હતી એવામાં એક દિવસે યિશાઇએ પોતાના દીકરા દાઉદને બોલાવીને કહ્યું કે, "તારા ભાઇઓને સારૂ આ એક કોથળી પોંક ને આ દશ રોટલી લઇને છાવણીમાં તારા ભાઇઓની પાસે દોડી જા. વળી આ દશ પનીર તેઓના સેનાપતિને આપજે, અને તારા ભાઇઓની ખબર કેવી છે તે જોજે ને બધી વાત મને આવીને કહેજે." તેથી બીજે દિવસે દાઉદ મોટી સવારમાં ઉઠયો, અને પોતાનાં ઘેટાંને એક નોકરના હાથમાં સોંપીને પોતાની ડાંગ, ગોફણ અને તેના બાપે આપેલો સામાન લઇને શાઉલની છાવણી તરફ તાકીદે વિદાય થયો. આ વખતે તેણે પોતાની વીણા સાથે લીધી હોય એમ લાગતું નથી. એક પાણીના નાળે નાળે ચાલી નીકળ્યો. આઠ દશ ગાઉ પહોંચ્યા પછી શાઉલની છાવણી નાળાની આ બાજુ, ને પલિસ્તી લોકની છાવણી નાળાની પેલી બાજુ તેના જોવામાં આવી. તે જુએ છે એટલામાં રણભૂમિમાં ઉતરવા માટે શાઉલના સૈન્યે યુદ્ધને સારૂ લલકાર કીધો અને પલિસ્તીઓથી તેવોજ જવાબ આપવામાં

આવ્યો. તેઓ યુદ્ધને માટે તૈયાર થયા હતા. દાઉદ પોતાનો સામાન ચાકરને સોંપીને સૈન્ય તરફ દોડી ગયો. તેણે પોતાના ભાઇઓને મળીને તેમની ખબરઅંતર પુછી.

**દાઉદ રાક્ષસી યોદ્ધાને જુએ છે.**—તે પોતાના ભાઇઓ સાથે વાતચીત કરે છે એટલામાં દશ માણસ સામટી બુમ પાડે એવી એક રાક્ષસી ગર્જના તેના સાંભળવમાં આવી. આ સાંભળી દાઉદ આમતેમ જોવા લાગ્યો તો શત્રુના સૈન્યમાં એક રાક્ષસી માણસ જે દશ ફુટ ઉંચો, જે દાઉદના કરતાં બમણો ઉંચો કહેવાય, તે સૈન્યમાંથી બહાર નીકળી આવતો દાઉદના જોવામાં આવ્યો. તેનો લશ્કરી પોષાક તે બધો પિત્તળનો હતો. તેના હાથમાં જે તરવાર હતી તે દશ તરવારો જેટલી મોટી હતી. તેની બરછીનો દાંડો વણકરની તોરના સરખો હતો. આ મહાન રાક્ષસી યોદ્ધા ગોલ્યાથે હાંક મારીને કહ્યું કે, “મારી સામે લડવાને તમારામાંથી એક માણસને શોધી કાઢો. જો તે મારી સાથે લડીને મને મારી નાખી શકે તો અમે તમારા તાબેદાર થઈશું, પણ જો હું તેના ઉપર જીત મેળવી તેને મારી નાખું તો તમારે અમારા દાસ થઇને અમારા તાબેદાર થવું.” આ પ્રમાણે સાંજ સવાર ચાળીશ દિવસ સુધી તે સૈન્યમાંથી બહાર નીકળીને બોલતો હતો, પણ ઈસ્રાએલીઓના સૈન્યના કોઈ સિપાઇની તેની સામે દ્વંદ્વયુદ્ધ કરવાની છાતી ચાલી નહિ. બધા તેનાથી બીહી ગયા. કોઇએ દાઉદની પાસે આવીને કહ્યું કે, “તમે પેલા રાક્ષસને જોયો કે? જો કોઇ માણસ તેના પર જીત મેળવી તેને મારી નાંખે તો રાજા ઘણા દ્રવ્યથી તેને દ્રવ્યવાન કરશે, અને એટલુંજ નહિ પણ પોતાની દીકરી તેને પરણાવશે.” અને દાઉદે કહ્યું, આ રાક્ષસ તે કોણ છે કે જીવતા દેવના સૈન્યનો તુચ્છકાર કરે છે! તમે તેનાથી કેમ બીહો છો? જ્યારે દાઉદના ભાઇ અલીઆબે આ વાત સાંભળી ત્યારે તે ઘણો ગુસ્સે થઇ બોલ્યો, તું શા માટે આવી રીતે વાત કરે છે? તું શા માટે અહિં આવ્યો છે? તેં તારાં ઘેટાં કોને સોંપ્યાં છે? તું મૂર્ખ અને ઉદ્ધત છોકરો છે. પણ અલીઆબ જાણતો ન હતો કે પ્રભુએ દાઉદને હિમ્મત અને બળ આપ્યું છે; તેથી જો કે તે માત્ર છોકરો હતો તો પણ મોટા પુરૂષના કરતાં તે બળવાન અને બહાદુર હતો.

**દાઉદ રાજા પાસે જાય છે.**—એટલામાં કોઇએક રાજાને જઈને કહ્યું કે, મહારાજ સાહેબ, દાઉદ આ પ્રમાણે બોલે છે. રાજાએ એ સાંભળીને દાઉદને પોતાની હજુરમાં બોલાવ્યો. દાઉદ હજુરમાં જાય છે ને ત્યાં જઈ કહે છે કે, મહારાજ, કોઈ પણ માણસનું હૃદય તેને લીધે ઉદાસી ન થાઓ, કેમકે તારો સેવક તે પલિસ્તી યોદ્ધા સાથે લડશે. રાજાએ કહ્યું કે, ના, ના; તારાથી ન જવાય, તું કેવળ હજી એક છોકરો છે, ને તેં હજી લડાઇ પણ જોઈ નથી, અને તે માણસ તો યુદ્ધકળામાં કેળવાયલો લડવૈયો છે. પણ દાઉદે ખુલાસો આપતાં જણાવ્યું કે, "મહારાજા સાહેબ, તારો સેવક પોતાના બાપનાં ઘેટાં સાચવતો હતો અને એક સિંહે અને એક રીંછે આવીને ટોળામાં એક હલવાન લીધું, ને મેં તેની પછવાડે લાગીને તેને માર્યો, ને એને તેના મુખમાંથી છોડાવ્યું; ને તેણે મારા પર હુમલો કીધો ત્યારે મેં તેની દાઢી પકડીને તેને ઠેર માર્યો. તારા સેવકે સિંહ તથા રીંછ એ બંનેને માર્યાં, ને આ બેસુનતી પલિસ્તીના હાલ એ બેમાંના એકના જેવા થશે, કેમકે એણે જીવતા દેવના સૈન્યનો ધિક્કાર કીધો છે. જેણે સિંહના પંજાથી ને રીંછના પંજાથી મને બચાવ્યો હતો તે આ પલિસ્તીના હાથમાંથી મને બચાવશે." પછી શાઉલે કહ્યું "જા, ને યહોવાહ તારી સાથે હોજો."

**દાઉદ પોતા માટે હથિયાર પસંદ કરે છે.**—પછી શાઉલ રાજાએ પોતાનો પિત્તળનો લશ્કરી પોષાક દાઉદને પહેરાવ્યો, અને પોતાની તરવાર તેના હાથમાં આપી. પણ દાઉદે તે પહેરીને ચાલી જોયું તો તેને આ બધું ઠીક લાગ્યું નહિ, તેથી દાઉદે પોતાના અંગ પરથી તે કાઢી મુક્યું, અને કહ્યું કે, આ પહેરીને હું લડી શકીશ નહિ. તેથી તેણે એક હાથમાં પોતાની ડાંગ અને બીજા હાથમાં પોતાની ગોફણ લીધી, અને પેલા પલિસ્તી યોદ્ધા સામે લડવાને ચાલી નીકળ્યો. રસ્તે ચાલતાં ચાલતાં પાંચ સુંવાળા પત્થર નાળામાંથી ઉંચકી લઇ પોતાની ઝોળીમાં નાખી લીધા.

**દાઉદ ગોલ્યાથ સામે લડે છે.**—જ્યારે આ રાક્ષસી યોદ્ધાએ દાઉદને આવતો જોયો ત્યારે તે તેની સામે નીકળ્યો. તેણે જોયું કે તેની પાસે તરવાર કે ભાલો કંઈ નથી ત્યારે તે તેનો તિરસ્કાર કરતાં બોલ્યો,

હું શું કુતરો છું કે તું લાકડી લઇને મારી પાસે આવે છે? ત્યારે દાઉદે કહ્યું, "તું તરવાર ને ભાલો ને બરછી લઇને મારી પાસે આવે છે, પણ હું મારા લોકના સૈન્યના દેવને નામે તારી પાસે આવું છું. તે આજે તને મારા હાથમાં સોંપશે ને હું તને મારીશ, ને તારૂં માથું કાપી નાખીશ, અને તારૂં મુડદું શિકારી પશુપક્ષીઓને ખાવાને આપીશ, એ માટે કે પૃથ્વી જાણે કે મારા ઇસ્રાએલ લોક મધ્યે ખરો દેવ છે, ને તે તરવાર કે બરછી વડે બચાવ કરતો નથી, કેમકે લડાઇ યહોવાહની છે.' તે વાત કરતો હતો એવામાં દાઉદે પોતાની થેલીમાં હાથ નાખીને એક ગોળ સુંવાળો પત્થર કાઢયો ને પોતાની ગોફણમાં મૂકીને ગોફણ વીંઝીને પત્થર તેને એવો આબાદ માર્યો કે, તેના કપાળ વચ્ચે જઇ તે પેસી ગયો. ને તે ઊંધે મ્હોડે જમીન પર પડયો. દાઉદ દોડીને તેના ઉપર ચઢી બેઠો ને તે રાક્ષસનીજ તરવાર કાઢીને તેનું ગળું કાપી નાખ્યું. પછી દાઉદના પક્ષનું સઘળું સૈન્ય ઉઠયું, અને જયનાદ પાડી શત્રુની ઉપર તુટી પડયું ને પલિસ્તીઓ નાઠા.

**વાર્તાની છેવટમાં.**—દાઉદે કેવી રીતે આ પલિસ્તી રાક્ષસને માર્યો? સિંહ અને રીંછથી દાઉદનો બચાવ કેવી રીતે થયો હતો તે વિષે દાઉદે શું કહ્યું? આ પલિસ્તી યોદ્ધાને મારી નાખવાને દાઉદને કોણે મદદ આપી? પ્રભુ પર આપણે જો ભરોસો રાખીએ તો પ્રભુ શું આપણી મદદ નહિ કરશે? હા. ભુંડી વાચા અને ભુંડી વર્તણુકની સામે લડીએ તો તે આપણને સહાય કરશે. છોકરાં પોતાની બહાદુરી શામાં બતાવી શકે તે વિષે વાતચીત કરો. તેમને કોની સામે લડવાનું છે? દાઉદનું સોનેરી વાકય તેનો ઉત્તર આપે છે તે શિખવો. પ્રાર્થના—"હે પ્રભુ, દાઉદના જેવા અમને કર, ને પાપની સામે લડીએ ત્યારે અમારી સહાય કર."

**સોનેરી વાકય.**—"હું કંઇ પણ ભુંડાથી બીશ નહિ, કેમકે તું મારી સાથે છે." ગીત. ૨૩; ૪.

# પાઠ ૩૭મો.

## દયાળુ રાજકુંવર યોનાથાન.

૧ શમૂ. ૧૮; ૧-૪ : ૧૯; ૧-૭ : ૨૦; ૧-૪૨.

**શિક્ષકોની તૈયારી.**—શાસ્ત્રવાંચનમાં આપેલી આખી વાતો વાંચો, અને વાર્તાના હેતુનું અને સોનેરી વાકયના વિચારનું મનન કરો. અને એ વિચારો લક્ષમાં લઇને શાસ્ત્રવાચનપાઠ ફરીને વાંચો અને એ વિચારોને સ્પષ્ટ કરનાર મુદ્દાઓની નોંધ લ્યો. શા માટે શાઉલ દાઉદનો શત્રુ થયો અને શા માટે યોનાથાનને દાઉદનું રક્ષણ કરવાની જરૂર પડી તે જાણવાને ૧ શમૂ. ૧૮; ૫-૧૬, ૨૮-૩૦ વાંચો. ખરી મિત્રતા કોને કહીએ તે જાણવાને દૃષ્ટાંત. ૨૭; ૬, ૯, ૧૦ : રૂથ ૧; ૧૬, ૧૭ : યોહા. ૧૫; ૧૩ : ગલાતી. ૬; ૨ : એફે. ૪; ૩૨ વાંચો.

**વાર્તાનો હેતુ.**—ખરી મિત્રતા એકબીજાને કેવી સહાય કરે છે તે દર્શાવવાનો.

### છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—નાના ઘેટાંપાળકે પલિસ્તીના મોટા રાક્ષસને મારી નાખ્યો તે વાત તમારામાંના કોણ કોણને યાદ છે? તે નાના ઘેટાંપાળકનું નામ શું હતું? તેને એટલી બધી હિમ્મત કયાંથી મળી? (દેવ પરના ભરોસાથી). તમને બહાદુર કે બીકણો માણસ ગમે છે? હું તમને એક આવાજ બહાદુર જુવાનની વાર્તા કહેવાનો કે જે દાઉદનો સાચો મિત્ર થયો.

### વાર્તા.

**પ્રેમાળુ રાજકુંવર.**—રાજા શાઉલને યોનાથાન નામનો એક કુંવર હતો. તે તેના પિતા જેવો ન હતો, પણ બળવાન, બહાદુર અને દાઉદના જેવો ભલો હતો. યોનાથાને દાઉદને જ્યારે પોતાના પિતા સાથે વાત કરતાં અને પલિસ્તી ગોલ્યાથને મારી નાખતાં જોયો ત્યારે યોનાથાનના મનમાં દાઉદ ઉપર પ્રીતિ ઉત્પન્ન થઈ. શાસ્ત્રમાં આ વિષે લખ્યું છે કે "યોનાથાન પોતાના જીવ જેવી પ્રીતિ તેના પર કરવા લાગ્યો." શાઉલ રાજાએ દાઉદને પોતાની પાસે રાખ્યો અને આથી

યોનાથાનને દાઉદની રોજ મુલાકાત થતી હતી. એક દિવસે યોનાથાને પોતાનો રાજ્યપોષાક, તરવાર, ધનુષ્ય અને કમરબંધ દાઉદને બક્ષીસ આપ્યાં.

**અદેખો રાજા.**—દાઉદ એવો શૂરવીર લડવૈયો હતો કે રાજાએ તેને પોતાના આખા સૈન્યનો સેનાપતિ બનાવ્યો. ફરીને એક વખતે પલિસ્તી લોક ચઢી આવ્યા ત્યારે દાઉદ પોતાનું લશ્કર લઈ તેમની સામે ગયો. શત્રુમાંના ઘણા માર્યા ગયા અને બાકીના જીવ લઇને નાઠા. આ જીત મેળવી જ્યારે દાઉદ ઘેર પાછો આવતો હતો ત્યારે સ્ત્રીઓ આનંદથી ગાતી ગાતી ને નાચતી નાચતી સર્વ નગરોમાંથી નીકળી આવી, અને ગાયનમાં એક બીજાને કહેતી કે, "શાઉલે પોતાના સહસ્ત્રોને ને દાઉદે પોતાના દશસહસ્ત્રોને સંહાર્યા છે." આ સાંભળી શાઉલ ગુસ્સે થયો, કેમકે તેને ભય ઉત્પન્ન થયો કે, રખેને લોકો દાઉદને રાજા ઠરાવે, તેથી તેણે પોતાના કુંવર યોનાથાનને તેમજ સર્વ ચાકરોને દાઉદને કોઇ રીતે મારી નાખવાનું કહ્યું.

**ઉત્તમ મધ્યસ્થ.**—પણ યોનાથાને શાઉલની વિનંતી કરતાં કહ્યું કે, પિતાજી, તમે એવું અઘોર કૃત્ય કરશો નહિ. તેણે ગોલ્યાથ પર જીત મેળવી, તેને મારી નાખવાને પોતાનો જીવ જોખમમાં નાખ્યો હતો તે વાતનું સ્મરણ કરશો. ત્યારે રાજાએ કહ્યું, 'તે માર્યો નહિજ જશે.' પણ થોડાજ વખત પછી રાજા પોતાનું આપેલું વચન ભુલી ગયો, ને દાઉદ ઉપર એટલો બધો કોપાયમાન થયો કે તેને શમૂએલ ભવિષ્યવાદી પાસે નાસી જવું પડયું. ત્યાર પછી દાઉદ યોનાથાનને આવી મળ્યો ને કહ્યું, મિત્ર, મેં શું કીધું છે? શા માટે આપના પિતા મને મારી નાખવા શોધે છે? યોનાથાને કહ્યું, 'મિત્ર દાઉદ, તારા જીવનું જોખમ થવાનું નથી. તું જે કંઈ માગશે તે હું તારે માટે કરીશ.' દાઉદે કહ્યું, આવતી કાલે મિજબાનીનો દિવસ છે. ખરૂ જોતાં, આવતી કાલે મારે હાજર રહેવું જોઇએ, પણ તેમ ન કરતાં હું સીમમાં સંતાઇ રહીશ, અને રાજા મારી ગેરહાજરી જોઇ મને યાદ કરે છે કે કેમ, અને તે મારા વિષે શું બોલે છે તે ધ્યાનમાં રાખજે; અને જો હજી રાજાનો વિચાર મને મારી નાખવાનોજ હોય, તો તું પોતે આવી મને મારી નાંખજે. પણ યોનાથાને

કહ્યું, ના, ના; એવું શા માટે બોલે છે? મારો પિતાજી તને મારી નાખવાનો હશે તો પણ હું તને આવીને ખબર આપીશ.

**સીમમાં મિત્રોની મુલાકાત.**—યોનાથાને કહ્યું, આપણે સીમમાં જઇએ. તેથી તેઓ બંને ખેતરમાં ગયા અને ત્યાં એકાંતમાં તેમણે નિરાંતે વાતચીત કરીને પરસ્પર ગંભીર વચન આપીને તેઓ કાયમના મિત્રો બન્યા. પછી યોનાથાને કહ્યું કે, તું પેલા ખડક પાસે સંતાઇ રહેજે, ને મારો પિતા આવતી કાલે મિજબાનીમાં જે કંઇ બોલશે તે તે લક્ષમાં રાખી હું સીમમાં આવીશ, અને તારી ગમ તીર ફેંકીશ ને એક નાના છોકરાને તે તીર પાછો લાવવા મોકલીશ. જો હું તે છોકરાને એમ કહું કે, 'તીર આણી ગમ છે' તો તારે સમજવું કે, તું સહી-સલામત અને નિર્વિઘ્ન છે; પણ એથી ઉલટું જો હું એમ કહું કે, 'તીર તારી પેલી ગમ છે', તો તારે સમજવું કે તારો જીવ જોખમમાં છે, ને ત્યાંથી પોતાનો જીવ લઇને નાસી જવું.

**મિજબાની.**—યોનાથાન પછી મિજબાનીમાં ગયો. રાજા શાઉલ ઘણો ગુસ્સે થયો. તેણે પોતાના કુંવર યોનાથાનને કઠોરતાથી કહ્યું, પેલા યિશાઇનો છોકરો ક્યાં છે? તે કેમ જમવા આવ્યો નથી? તેને મારી પાસે પકડી લાવો, કેમકે તે માર્યો જવાનોજ. પણ યોનાથાન બોલ્યો, પિતાજી, તે શું કરવા માર્યો જાય? તેણે શું ભુંડું કીધું છે? આ સાંભળી શાઉલ ઘણો ગુસ્સે થયો, અને પોતાના કુંવરને મારવા સારૂ પોતાનો ભાલો તેની તરફ ફેંક્યો.

**યોનાથાન દાઉદને બાતમી આપે છે.**—યોનાથાન પિતા પાસેથી ઉઠયો અને પોતાનું ધનુષ્ય અને તીર હાથમાં લીધા, અને એક નાના છોકરાને પોતાની સાથે લઈને સીમમાં ગયો. ત્યાં જઇને તીર માર્યો અને છોકરાને તે લેવા માટે મોકલ્યો. છોકરો પાસે ગયો ત્યારે યોનાથાને કહ્યું કે, 'અરે! તીર તારી પેલી ગમ છે.' દાઉદ આ સાંભળીને સમજ્યો કે, મારે મારો જીવ લઇને હવે નાસી જવું જોઇએ. પછી યોનાથાને પેલા નાના છોકરાને ધનુષ્ય અને તીર આપી ઘેર વિદાય કર્યો. છોકરો ગયો કે તુરત દાઉદ ખડકની પાછળ સંતાઇ રહ્યો હતો તે બહાર નીકળ્યો. બંને મિત્રો ભેટયા ને એક બીજાને વળગીને રડયા, ને

એક બીજાએ મરણ સુધી મિત્રતા રાખવાને પરસ્પર વચન આપ્યાં. પછી તેઓ એક બીજાને ચુંબન કરી છૂટા પડયા. યોનાથાન ઘેર પાછો આવ્યો અને દાઉદે સંતાઈ રહેવાને જંગલનો રસ્તો પકડયો.

**વાર્તાની છેવટમાં.**—શું આ એક મનોરંજક વાર્તા નથી? તમે કોના જેવા થવા ચાહો છો? શાઉલ જેવા ખરાબ કે યોનાથાન જેવા ઉત્તમ? યોનાથાન જેવો મિત્ર કરવાનું તમારે મન છે? બીજા કોઇનો ખરો મિત્ર થવા ચહાતા નથી શું? છોકરાં એક બીજાના દુઃખમાં કેવી મિત્રચારી બતાવી શકે છે તે વિષે વાત કરો. પુછો કે તમે કદિ તમારા મિત્રો પર ગુસ્સે થાઓ છો કે? આપણું સોનેરી વાકય તે વિષે શું શિખવે છે? (સોનેરી વાકય શિખવો). પ્રાર્થના—"હે પ્રભુ, અમારા મિત્રો પર અમે હમેશાં પ્રીતિ કરીએ, અને જ્યારે જ્યારે તેઓને મદદની જરૂર પડે ત્યારે ત્યારે અમે તેમને મદદ આપીએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાકય.**—"મિત્ર સર્વ સમયે પ્રીતિ રાખે છે." દષ્ટાં. ૧૭; ૧૭.

---

## પાઠ ૩૮મો.

### દાઉદ રાજા અને લંગડો રાજપુત્ર.

૨ શમૂ. ૪; ૪: ૯; ૧-૩.

**શિક્ષકોની તૈયારી.**—દાઉદ અને યોનાથાન વચ્ચે કેવો કરાર કરવામાં આવ્યો ને દાઉદે યોનાથાન તથા તેના કુટુંબ પર કેવી પ્રીતિ રાખવાનું વચન આપ્યું હતું તે જાણવા ખાતર ૧ શમૂ. ૨૦; ૧૧-૧૭ અને ૨૩; ૧૬-૧૮ વાંચો. દાઉદ યહુદાહનો રાજા કેવી રીતે થયો તે જાણવા ૨ શમૂ. ૨; ૪ અને શાઉલ અને યોનાથાન કેવી રીતે માર્યાં ગયા તે જાણવાને ૧ શમૂ. ૩૧; ૧-૬ અને દાઉદે યોનાથાનના મરણને માટે કેવો શોક કર્યો તે જાણવાને ૨ શમૂ. ૧; ૧૭, ૨૫-૨૭ વાંચો. દાઉદે યોનાથાનને આપેલું વચન તેણે કેવી રીતે પૂર્ણ કર્યું તે વિષેની આજની આપણી વાર્તા છે. વળી વાર્તાની બાકીની વાત સંપૂર્ણ કરવાને ૨ શમૂ. ૧૬; ૧-૪, ૧૯, ૨૪-૩૦ વાંચો. કેમકે ત્યાં

યોનાથાનનો પુત્ર મફીબોશેથ દાઉદ પ્રત્યે કેવો વિશ્વાસુ રહ્યો તે દર્શાવવામાં આવ્યું છે, તે તમારા સમજવામાં આવશે. વાર્તાનો હેતુ અને સોનેરી વાક્ય બરાબર લક્ષમાં લઇને તમારી વાર્તા એવી રીતે કહેવાનો યત્ન કરો કે જેથી છોકરાં બરાબર સમજે કે દયા તે પ્રીતિનું ફળ છે.

**વાર્તાનો હેતુ.**—સર્વ પર અને જેણે આપણું ભુંડું કર્યું હોય તેના પર પણ દયા કરવાની ઇચ્છા બાળકોના મનમાં ઉત્પન્ન કરવાનો.

### છોકરાંને માટે પાઠનો નમુનો.

**આરંભ.**—દાઉદ વિષે તમે શું જાણો છો? તેણે શું કર્યું અને તે કોણ હતો? તેના મિત્રનું નામ શું, કે જેણે દાઉદને ચેતવવાને તીર ફેંકયો હતો? હા, તેનું નામ યોનાથાન. તો આજે હું તમને યોનાથાનના પુત્ર કે જેના ઉપર દાઉદે ઘણી પ્રીતિ દર્શાવી તેના વિષેની વાર્તા કહેવાનો છું.

### વાર્તા.

**યોનાથાનનો નાનો છોકરો.**—દાઉદનો મિત્ર યોનાથાન એક જુવાન રાજકુંવર હતો. દાઉદને સીમમાં ચેતવણી આપવા જ્યારે તીર ફેંકયો હતો ત્યારે તેને કંઇ બાળબચ્ચું હતું કે નહિ તે મને માલમ નથી, પણ તેનું લગ્ન થએલું હતું ને પછીથી પરમેશ્વરે તેને પુત્ર આપ્યો હતો. તેનું નામ મફીબોશેથ પાડવામાં આવ્યું હતું. એ વિચિત્ર નામનો અર્થ 'મૂર્તિઓનો સંહારક' એવો થાય છે. બિચારો મફીબોશેથ! તેને તેના પિતાના ઘરનું સુખ વધુ વખત મળ્યું નહિ, કેમકે યોનાથાન પોતાના પિતા શાઉલ સાથે પોતાનો ઘણો વખત પુષ્કળ લડાઇઓમાં ગાળતો હતો. પણ છોકરાની સંભાળ કરનાર દાસી બહુ ભલી બાઇ હતી, તે તેની બહુ સારી સંભાળ રાખતી હતી.

**નાના રાજપુત્રનું નાસવું અને લંગડા થવું.**—મફીબોશેથ માત્ર પાંચ વર્ષની ઉમ્મરનો હતો ત્યારે મોટી લડાઇમાં તેનો પિતા યોનાથાન અને ઘરડો બાપ શાઉલ માર્યા ગયા. ખેપીઆઓએ યોનાથાનને ઘેર આવી આ દુઃખના સમાચાર ભારે વિલાપ સાથે જણાવતાં કહ્યું કે, મહારાજા શાઉલ તથા આપણા તિલાટ રાજકુંવર યોનાથાન માર્યા ગયા છે. માટે હવે આપણ બધાંએ પોતપોતાના જીવ લઈ નાસી જવું, અને શહેર બહાર

કોઇ જગ્યાએ સંતાઇ રહેવું. પેલી ભલી દાસી નાસતી વખતે પેલા રાજપુત્રને સાથે લેવાનું વિસરી ગઇ નહિ, પણ પોતાની સાથે લઈને નાઠી. દાસી એટલી બધી ગભરાઇ ગઇ હતી તેમજ એટલી બધી ઝડપથી દોડતી હતી કે જેથી તેણે ઠેસ ખાધી, અને હાથમાંથી રાજપુત્ર મફીબોશેથ પડી ગયો, ને આથી કરીને તેના બંને પગને એટલું બધું વાગ્યું કે તે જીંદગીપર્યંત લંગડો રહ્યો. તે દિવસોમાં હાલના જેવી દવાખાનાની સગવડ ન હતી, તોપણ દાસીએ જેટલા બને તેટલા ઉપાય કર્યાં, તોપણ બિચારો રાજપુત્ર બંને પગે લંગડો રહ્યો. દાસીએ એમ છતાં સંતાઇ રહેવાની જગ્યા બહુ સરસ શોધી કાઢી હતી. કેમકે દાસી છોકરાને લઇને મોટી નદી યરદન ઓળંગીને પેલે પાર લો-દબારમાં તેને લઈ ગઇ, ને માખીરના ઘરમાં છોકરાને રાખ્યો, ને અહિં છોકરો ૧૬ વર્ષ સુધી રહ્યો.

**દાઉદ રાજા મફીબોશેથને બોલાવે છે.**—જ્યારે શાઉલ માર્યો ગયો ત્યારે લોકોએ દાઉદને દેશના એક ભાગ ઉપર રાજા ઠરાવ્યો, અને બીજા ભાગ ઉપર મફીબોશેથનો કાકો રાજ્ય કરતો હતો. પ્રથમ દાઉદનો કેટલોક વખત શત્રુની સામે લડવામાં ગયો, પણ ત્યાર પછી ધીમે ધીમે તે આખા દેશનો રાજા થયો. તે પોતે જ્યારે નાનો ઘેટાં-પાળક હતો ત્યારે રાજા શાઉલે તેને વાજીંત્ર વગાડવાને બોલાવ્યો હતો, તે વાત તે વારંવાર યાદ કરતો હતો. મરનાર શાઉલ રાજાને તે પ્રેમ-પૂર્વક યાદ કરતો, અને પોતાના મિત્ર યોનાથાન ઉપર તો તેનો એટલો બધો ભાવ હતો કે, તે જીવતો હોય તો હું કેવો સુખી હોઉં એવો વિચાર દાઉદને આવતો હતો. એક દિવસે દાઉદને વિચાર આવ્યો કે, શાઉલ કે યોનાથાનના કુટુંબમાં કોઇ જીવતું રહ્યું નથી કે હું તેના ઉપર મહેરબાની કરૂં ? હું તેની તપાસ કરીશ. તપાસમાં આખરે માલુમ પડયું કે શાઉલનો એક ચાકર સીબા નામનો છે, તે જીવે છે, તેથી તેને દાઉદ રાજા પાસે લાવવામાં આવ્યો. દાઉદે તેને પુછ્યું કે, તારૂં નામ સીબા છે? ત્યારે તેણે કહ્યું કે, તારો દાસ હું તેજ છું. ત્યારે દાઉદે પુછ્યું કે શાઉલના ઘરનું હજુ કોઇ જીવે છે કે હું મારા મિત્ર યોનાથાનને લીધે તેના ઉપર કૃપા દેખાડું? ત્યારે સીબાએ કહ્યું કે, "યોનાથાનનો એક પુત્ર હજુ જીવે છે તે પગે લંગડો છે." "તે કયાં છે?" ત્યારે સીબાએ

કહ્યું કે, લો-દબારમાં માખીરના ઘરમાં તે છે. ત્યારે દાઉદે લંગડા રાજપુત્રને પોતાની પાસે તેડી મંગાવ્યો.

**લંગડા રાજપુત્ર તરફ દાઉદની પ્રીતિ.**—જ્યારે કુંવર હજુરમાં આવ્યો ત્યારે દાઉદ રાજાને પગે પડીને નમસ્કાર કરી ઘણું માન આપ્યું. દાઉદે કહ્યું, 'મફીબોશેથ,' અને તેણે જવાબ આપ્યો 'તારો ચાકર હાજર છે.' પછી દાઉદે કહ્યું 'બી મા, કેમકે તારા બાપ યોનાથાનની ખાતર હું નિશ્ચે તારા પર કૃપા કરીશ, અને તારા દાદા શાઉલની સઘળી જાગીર હું તને આપીશ; ને તું હમેશાં મારી મેજ પર ભોજન કરજે.' મફીબોશેથે નમન કરતાં કહ્યું કે, તારો દાસ કોણ છે કે જેના ઉપર તું આટલી મહેરબાની કરે! પછી દાઉદે સીબાને બોલાવ્યો ને પોતે મફીબોશેથને માટે જે બંદોબસ્ત કર્યો હતો તે, તથા સીબા અને તેના કુટુંબે મફીબોશેથના ઘરમાં રહી કેવી જાતની ચાકરી કરવી જોઇએ તે રાજાએ જણાવ્યું, અને સીબાએ તેનો કેવો જવાબ આપ્યો તે બધી વાત (કલમ ૯–૧૧) તરફ છોકરાંનું ધ્યાન ખેંચો. મફીબોશેથ રાજાના કહેવા પ્રમાણે રાજાના એક પુત્રની માફક રાજાની મેજ પર જમવા લાગ્યો, અને યરૂશાલેમમાં રાજાની પાસે આવી રહ્યો. સીબા અને તેનું કુટુંબ મફીબોશેથના દાસ થયા. મફીબોશેથ રોજ રાજાની મેજ પર જમતો હતો ને દાઉદ ઉપર ઘણી પ્રીતિ કરતો હતો, અને ત્યાર પછી બહુ લાંબી મુદ્દતે મફીબોશેથને દાઉદ ઉપર પોતાની પ્રીતિ દર્શાવવાનો વખત મળ્યો તે બધી વાત વર્ણવો.

**વાર્તાની છેવટમાં.**—દાઉદ યોનાથાનની પ્રીતિ શું ભુલી ગયો? જ્યારે કોઇ માણસ તમારા પર પ્રીતિ કરે ત્યારે તમે તેને શું ભુલી જશો? છોકરાંને મદદ આપનાર અને પ્રીતિ કરનાર વિષે છોકરાં સાથે વાતચીત કરો. સોનેરી વાક્ય શિખવો. પ્રાર્થના—"પ્રિય ઇસુ, અમે બધા ઉપર પ્રીતિ કરીએ, ને દયાભાવે વર્તીએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાક્ય.**—"પ્રીતિ સહનશીળ તથા પરોપકારી છે." ૧ કરીં. ૧૩; ૪.

# પાઠ ૩૯મો.

## દાઉદની આખી વાર્તા.

**શિક્ષકોની તૈયારી.**—આ પાઠનો હેતુ એવો છે કે, દાઉદની બધી વાર્તાનું પુનરાવર્તન કરી તેનું સાંધણ એવી રીતે કરવું કે, જેથી દાઉદનાં ગુણલક્ષણ વિષે છોકરાંને સંપૂર્ણ માહિતી મળે. દાઉદ વિષેની મનોરંજક વાર્તાઓમાંથી થોડીજ વાર્તાઓ કહેવામાં આવી છે, તોપણ આ પુનરાવર્તન પાઠમાં કંઇ નવીન બીના દાખલ કરવી નહિ. પાઠ ૩૪, ૩૫, ૩૬, ૩૭ અને ૩૮માં આપેલું શાસ્ત્રવાંચન ફરીને વાંચો. આજની તમારી વાર્તા તૈયાર કરતાં પહેલાં આ પુસ્તકમાં દાઉદ વિષે આપેલી વાર્તાઓના નમુના ધ્યાનપૂર્વક વાંચો. નીચે આપેલી રૂપરેખા માત્ર સુચના સમાન છે એમ સમજવું. આ વાર્તાની તૈયારી કરતાં ધ્યાનમાં રાખશો કે, આ ભાગનો મુખ્ય વિષય તે યોગ્ય કામ કરીને દેવને સંતોષ પમાડવો, તેમજ આજનું સોનેરી વાકય છે. દાઉદે પ્રભુને સંતોષ પમાડવાને યોગ્ય કામો કર્યાં અને તેથી પ્રભુએ તેની સહાય કરી ને તેનો દોરનાર થયો—આ વાતની પ્રતિમા છોકરાંના મનમાં પાડવાને પ્રયત્ન કરો.

**વાર્તાનો હેતુ**—જેઓ ખરેખરી રીતે પ્રભુને સંતોષ પમાડવાને યોગ્યપણે વર્તે છે તેઓને પ્રભુ મદદ કરનાર છે તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—દાઉદની જે વાર્તાઓ છોકરાંઓએ સાંભળી છે તે તેઓને ટુંકમાં કહેવા દો. નીચેના સુચક સવાલો પુછી છોકરાં પાસે આ વાર્તા કહેવડાવી શકાય.

(૧) નાના ઘેટાંપાળકે સિંહ અને રીંછને મારી નાખ્યાં અને રાજાની આગળ તે વીણા વગાડતો તે વાર્તા તમારામાંથી કોણ કહેશે? (એકાદ છોકરૂં એ વાર્તા કહે.)

(૨) દાઉદ હમેશાં ઘેટાંપાળકજ રહ્યો? ના, પણ ત્યાર પછી રાજા થયો. દાઉદ રાજા થશે એવું ભવિષ્ય પ્રથમ કોણે કહ્યું? વૃદ્ધ ભવિષ્યવાદી શમૂએલે. ભવિષ્યવાદીએ દાઉદને

ત્યાં આવીને તેને કેવી રીતે રાજા પસંદ કર્યો તે વાત તમારામાંનો કોણ કહેશે? તમે કહો. ભવિષ્યવાદી જ્યારે તેને રાજા તરીકે પસંદ કરવા આવ્યો ત્યારે દાઉદ ક્યાં હતો? તેનાં ઘેટાં સાથે જંગલમાં. હવે આ વાર્તા કહો.

(૩) દાઉદે પેલા પલિસ્તી રાક્ષસને કેવી રીતે મારી નાખ્યો તે વિષે કોણ કહેશે? (એકાદ છોકરૂં તે વાત કહે).

(૪) દાઉદને મારી નાખવો એવું શાઉલના મનમાં કેમ આવ્યું? દાઉદના મિત્ર યોનાથાને તેનો જીવ કેવી રીતે બચાવ્યો તે વાત કોણ કહેશે?

(૫) રાજા શાઉલ અને તેના પુત્ર યોનાથાનનું શું થયું? તેઓ માર્યા ગયા. તો પછી રાજા કોણ થયો? દાઉદ. જેમ વૃદ્ધ ભવિષ્યવાદીએ કહ્યું હતું તેમ. હવે ગયા અઠવાડિયામાં આપણે જે વાર્તા શીખી ગયા તે વિષે એટલે દાઉદે લંગડા રાજપુત્ર પર કેવી દયા દર્શાવી તે વાર્તા કોણ કહેશે?

ઉપર પ્રમાણે કરો, અથવા તો શિક્ષક પોતે બધી વાર્તાને એક વાર્તાના રૂપમાં મુકી છોકરાંને તે વિષે પ્રશ્ન પુછે.

**વાર્તાની છેવટમાં.**—પરમેશ્વર દાઉદ ઉપર ઘણો મહેરબાન હતો એવું શું કારણ? કારણ એ હતું કે, તે પ્રભુને ગમતાં કામ કરવાના યત્ન કરતો. દાઉદની વર્તણુક કેવી રીતે યોગ્ય થઇ? છોકરાંને કહેવા દો. દાઉદ કેવો છોકરો હતો? આજ્ઞાંકિત, વિશ્વાસુ, બહાદુર, પ્રેમી ને દયાળુ. શું આપણે તેના જેવા થઇ શકીએ? હા. જો એવા થઇએ તો આપણા ઉપર પ્રભુની મહેરબાની રહેશેજ. સોનેરી વાક્ય શિખવો. પ્રાર્થના—"હે આકાશવાસી પ્રિય પિતા, અમે દાઉદના જેવા માબાપને આજ્ઞાંકિત, કામમાં વિશ્વાસુ અને દરેક પ્રત્યે દયાળુ થઈએ એવી અમારી સહાય કર."

**સોનેરી વાક્ય.**—"ન્યાયી માણસનાં પગલાં યહોવાહથી ગોઠવાય છે." ગી. શા. ૩૭; ૨૩.

---

# પાઠ ૪૦મો.

## એક દયાળુ મિત્ર યિર્મેયાહની સહાય કરે છે.

યિર્મે. ૩૭; ૧૫, ૨૧ : ૩૮; ૪-૧૩ : ૩૯; ૧૫-૧૮.

**શિક્ષકોની તૈયારી.**—યિર્મેયાહ કેવી રીતે અને શા કારણ માટે બંદીખાનામાં નાખવામાં આવ્યો તે જાણવાને યિર્મે. ૩૭; ૪-૧૫ વાંચો. આ બનાવ યરૂશાલેમમાં બન્યો હતો. આ વાર્તામાં જો કે મુખ્ય વ્યક્તિ યિર્મેયાહ છે તો પણ એબેદ-મેલેખે દર્શાવેલો દયાભાવ અને તે બદલ પરમેશ્વરે તેને આપેલું પ્રતિફળ એ તો આ વાર્તાનો મુખ્ય મુદ્દો છે. વળી આ મુદ્દો વાર્તા તૈયાર કરતાં અને કહેતાં તમારે ધ્યાનમાં રાખવો જોઇએ. જો કે તમારે વાર્તા યિર્મેયાહથી શરૂ કરવાની છે, તો પણ એબેદ-મેલેખની વાતમાં છોકરાંને વાર્તાનું રહસ્ય મળે એવી રીતે તમારી વાર્તા કહો.

**વાર્તાનો હેતુ.**—દયાળુપણાનું કેવું મોટું પ્રતિફળ છે તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—ધારો કે કોઈ મોટા છોકરા એકઠા થઇ એક નાના છોકરાના ઉપર જુલમ કરતા હોય તો તમને કેવું લાગશે? શું તમારા અંતઃકરણમાં તેથી દુઃખ નહિ થાય? શું આ નાના છોકરાને મદદ કરવાનું તમારૂં મન નહિ થાય?

આજે હું તમને એક માણસ કે જેના ઉપર ઘણો અન્યાય ગુજારવામાં આવ્યો, ત્યારે રાજાના એક ચાકરે તેનો કેવી રીતે પક્ષ લઇ બચાવ કર્યો તેના વિષેની વાર્તા કહેવાનો છું.

**વાર્તા.**

**યિર્મેયાહ પર આવી પડેલું સંકટ.**—ઘણાં ઘણાં વર્ષો પહેલાં યિર્મેયાહ નામનો એક ભલો માણસ થઈ ગયો. તે પ્રભુનો ભવિષ્યવાદી હતો. તે લોકને બોધ કરતો હતો અને કોઈ માણસથી બીતો ન હતો. શ્રીમંત અને ગરીબ સર્વનાં પાપ દર્શાવતો અને આ પાપની પ્રભુ કેવી

શિક્ષા કરે છે તે તે જણાવતો હતો. એક વખતે તેણે કહ્યું કે આ તમારા મહાન નગરને શત્રુ આવી કબજે કરશે અને તેને બાળી મુકશે. એ કહ્યા પછી શહેર છોડી જવાનું ડહાપણ તેણે કીધું. જવાને માટે નીકળ્યો અને શહેરના દરવાજા બહાર નીકળે છે, એવામાં એક માણસે આવીને તેને પકડયો અને કહ્યું, શું તું અમારા શત્રુઓ સાથે મળી જવા જાય છે? યિર્મેયાહે કહ્યું, ના, ના, એ વાત ખોટી છે, તેથી તે માણસ યિર્મેયાહને સરદારો પાસે લઇ ગયો. તેઓએ બહુ ક્રોધાયમાન થઇ તેને માર માર્યો, ને યહોનાથાનના ઘરમાં કેદ કર્યો, કેમકે તે મકાનને તેઓએ કેદખાનું બનાવ્યું હતું.

**યિર્મેયાહને રાજાની મદદ.**—રાજા યિર્મેયાહનો દ્વેશ કરતો હતો તોપણ તે ન્યાયી માણસ ને ભવિષ્યવાદી હતો, તેથી રાજા તેનાથી બીતો હતો. એ કારણથી રાજાએ માણસો મોકલીને યિર્મેયાહને કેદખાનામાંથી ગુપ્ત રીતે બહાર કાઢી મંગાવ્યો, અને એકાંતમાં પોતાની પાસે બોલાવીને પુછ્યું, પ્રભુ તરફથી કંઇ સંદેશો છે? યિર્મેયાહે કહ્યું, હા. બાબેલનો રાજા તને કેદ કરશે. પણ તું આમ મારી સાથે કેમ વર્તે છે? હું તને સત્ય કહું છું; તું મને મરવાને યહોનાથાનના ઘરમાં પાછો મોકલીશ નહિ. પછી રાજાએ યિર્મેયાહ વિષે હુકમ કાઢયો કે, તેને કેદખાનાના આંગણામાં ચોકીમાં રાખવો; અને શહેરમાં અન્નપાણી મળે ત્યાં સુધી તેને ખાવાનું આપી તેની બરદાસ્ત કરવી.

**યિર્મેયાહ કારાગ્રહમાં.**—પણ યિર્મેયાહ ત્યાં હતો એવામાં એક વખતે સરદારોએ રાજાને કહ્યું, 'આ માણસને મારી નાખવો જોઇએ કેમકે લોકોને તે બહુ સતાવે છે;' પણ તે વાત જુઠી હતી. પણ રાજા સરદારોથી બીતો હતો માટે કહ્યું, હું એમાં શું કરી શકું છું? તે માણસ તમારા હાથમાં છે તમને ઠીક લાગે તે કરો, તેથી સરદારોએ યિર્મેયાહને પકડીને ચોકીના ભોંયરામાં દોરડાં વડે બાંધીને ઉતાર્યો. આ જગ્યા કેવી ત્રાસદાયક હતી! ત્યાં પાણી ન હતું પણ કાદવ હતો, ને બિચારો ભવિષ્યવાદી કાદવમાં ગરક થઈ ગયો. આ વખતે યિર્મેયાહને કેવી લાગણી થઇ હશે, ને કેવા કેવા વિચાર આવ્યા હશે તેનું વર્ણન કરો.

**દયાળુ મનનો ચાકર.**—જો કે યિર્મેયાહ ભારે દુઃખમાં હતો પણ પ્રભુ તેને ભૂલી ગયો ન હતો. હા, પરમેશ્વર કદિ ભૂલી જતો નથી. પરમેશ્વરે એક ભલા માણસના મનમાં ભવિષ્યવાદી ઉપર દયા કરવાની ભાવના ઉત્પન્ન કરી. રાજાનો એબેદ–મેલેખ નામનો એક સીદી ચાકર હતો, તેણે સરદારોએ ભવિષ્યવાદીને જે કર્યું તે સાંભળ્યું. આ વખતે રાજા શહેરના એક દરવાજા ઉપર મહેલ બહાર જઇ બેઠો હતો. આ સીદીએ ત્યાં જઇ યિર્મેયાહ વિષેની બધી વાત રાજાને જણાવી કહ્યું કે, હે રાજા, મારા ધણી લોકોએ ભવિષ્યવાદી ઉપર ઘણોજ જુલમ ગુજાર્યો છે. તેઓએ તે બિચારાને એક અંધારા ભોંયરામાં નાખ્યો છે અને ત્યાં તે ભૂખથી મરી જાય છે! કેમકે હવે ખોરાક શહેરમાં નથી. તે સાંભળી રાજા બોલ્યો, તું તારી સાથે ત્રીસ માણસોને લઇને ત્યાં જા, ને યિર્મેયાહ મરી જાય તે પહેલાં તેને તાકીદે બહાર કાઢી લાવ. પછી તે માણસો દોરડાં અને ચીંથરાં પોતાની સાથે લઇને ત્યાં ગયા, ને ત્યાર પછી યિર્મેયાહને કેવી રીતે બહાર કાઢે છે; ચિંથરાં તેની બગલમાં કેવી રીતે મુકવામાં આવે છે; અને ત્યાર પછી તેઓ તેને કેવી રીતે ખેંચી કાઢે છે; ને તેને ફરીને ચોકીના ઘરમાં કેવી રીતે મૂકે છે તે બધી વાત વિસ્તારથી વર્ણવો. યિર્મેયાહે આ વખતે એબેદ–મેલેખ ચાકરનો કેટલો બધો ઉપકાર માન્યો હશે! અને પ્રભુનો ઉપકાર તો ખચીત તેણે માન્યો હશે તેમાં શક નથી.

**ચાકરને મળેલું પ્રતિફળ.**—આપણે કોઈ પર કંઇ દયા કરીએ અને આપણા મનમાં જેવો આનંદ થાય છે તેવોજ આનંદ દયાળુ એબેદ-મેલેખને પણ થયો. આ કામ બદલ તેણે કંઈ પણ બક્ષીસની આશા રાખી નહિ, અને યિર્મેયાહ પાસે એવું કંઈ ન હતું કે તેને તે આપે. પણ જેઓ પ્રભુના લોકને મદદ કરે છે તેઓને પ્રભુ કદિ ભૂલી જતો નથી. તેણે યિર્મેયાહ મારફતે એબેદ-મેલેખને જણાવ્યું કે "સૈન્યનો દેવ યહોવાહ જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે, જ્યારે આ શહેરનો નાશ થશે, ત્યારે હું તને સંભાળીશ ને તારો જીવ બચાવીશ."

**વાર્તાની છેવટમાં.**—વાર્તા વિષે છોકરાં સાથે વાતચીત કરો. સોનેરી વાકય શિખવો અને સમજાવો કે, આ વચનમાં આ વાર્તાનું કેવું સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે. **પ્રાર્થના.**—"હે પ્રભુ, કેટલાં બધાં

માણસો દુ:ખમાં આવી પડયાં છે તેઓની મદદે ધાવાને તું અમને આ ભલા ચાકરના જેવા થવાને સહાય કર."

**સોનેરી વાકય.**—"દેવ અન્યાયી નથી, કે તે તમારાં કામ તથા પ્રીતિને વિસરે. હેબ્રી. ૬ ; ૧૦.

---

## પાઠ ૪૧મો.

### ગરીબો પર દયા કરનાર એક સ્ત્રી.

પ્રે. કૃ. ૯ ; ૩૬-૪૩.

**શિક્ષકોની તૈયારી.**—જો તમારી પાસે નકશો હોય તો જોપ્પા બતાવો. યાદ રાખશો કે તે સમુદ્ર કાંઠે આવેલું છે. આ શહેરમાં દરકાસ નામની એક સ્ત્રી રહેતી હતી. તે સ્ત્રી ઘરની સુખી હતી, કેમકે તેને રહેવાને એક મેડીદાર ઘર હતું. તેના મરણ પછી તેનું શબ 'મેડી પર' મુકવામાં આવ્યું એમ લખવામાં આવ્યું છે (કલમ ૩૯). શાસ્ત્રની બીનાઓ ઘણી તુટક રીતે લખવામાં આવી છે, માટે જે બીનાઓ લખવામાં આવી નથી તેની કલ્પના કરી તમારી વાર્તામાં ઉમેરી વાર્તા પૂર્ણ કરો. આજનીતમારી વાર્તા ખાસ કરીને ગામડામાં રહેનાર સ્ત્રીવર્ગને ઉપયોગી અને અસરકારક થાય એવી રીતે તૈયાર કરો.

**વાર્તાનો હેતુ.**—દયાળુપણું કેવી કેવી વ્યાવહારિક વાતોમાં દેખાડવું જોઇએ તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—દરેક અઠવાડીએ આપણે એક એક વાર્તા શીખીએ છીએ. ઇસુ વિષેની, છોકરાઓ વિષેની, મોટા માણસો વિષેની તેમજ એક નાની છોડી વિષેની વાર્તા આપણે શીખી ગયાં છીએ, પણ આજે હું તમને એક સ્ત્રી વિષેની વાર્તા કહેવાનો છું.

**વાર્તા.**

**દયાળુ સ્ત્રી.**—આ સ્ત્રીનું નામ દરકાસ હતું. તે ખ્રીસ્તી બાઇ હતી, અને જોપ્પા શહેરમાં રહેતી હતી. આ જોપ્પા તે મોટું બંદર હતું.

ત્યાં પ્રથમ ખ્રીસ્તી લોક રહેતા ન હતા પણ યહુદી અને મૂર્તિપૂજક લોકની વસ્તી હતી. એક વખતે ઇસુનો શિષ્ય પીતર ત્યાં ગયો. તેણે ઇસુની લોકો ઉપર કેટલી બધી પ્રીતિ હતી અને તેમને, તેણે કેવા કેવા પ્રકારની સહાય કરી અને આખરે તેઓને માટે તેણે વધસ્તંભ ઉપર કેવું ત્રાસદાયક મરણ ભોગવ્યું, વિગેરે સુવાર્તાની વાતો પ્રગટ કરી. આ વાતો સાંભળીને ઘણા માણસોએ વિશ્વાસ કીધો અને બાપ્તિસ્મા પામી મંડળીમાં મેળવાયાં. એમાંની એક બાઈ તે દરકાસ હતી. તેના મનમાં ઇસુ ઉપર પ્રીતિ ઉત્પન્ન થતાં, તેની સેવા કરવાનો વિચાર તેણે કીધો. આ જોપ્પા શહેરમાં વિધવાઓ, અનાથ બાળકો અને ગરીબ લોકો પુષ્કળ રહેતાં હતાં; તેમને માટે તેણે પ્રાર્થના કરવા માંડી, અને પ્રભુએ થોડાજ વખતમાં તેને જણાવ્યું કે, તારે તેમને કેવા કેવા પ્રકારની મદદ આપવી જોઇએ. દરકાસ તેમની ખબરઅંતર પુછવાને દરેકને ઘેર જવા લાગી. વખતે કોઇ તેને રસ્તામાં મળે, તો પણ તેમની સાથે વાતચિત કરતી હતી. યુસફની દાઉદની અને ઇસુની વાર્તા જે તમે સાંભળી છે તે વાર્તાઓ દરકાસે તેમને કહી સંભળાવી. લોકો દરકાસ ઉપર પ્રીતિ રાખતા અને ખુશીથી તેની વાતો સાંભળતા હતા. આટલુંજ કરીને દરકાસ બેસી રહી નહિ, પણ કોઈ કોઇ વખતે તે છોકરાંને પોતાને ઘેર બોલાવતી (તેમને કહેતી કે મારે ઘેર તમે આવો અને તમારે માટે હું શું શું કરૂં છું તે જુઓ), ને કોઇને તૈયાર કરેલાં અંગરખાં તો કોઇને પહેરણો અથવા બંડીઓ આપતી હતી.

**બીજાઓ માટે કામ કરતી હતી.**—છોકરાં ઘણા પ્રેમથી તેને ત્યાં જતાં હતાં. દરકાસ હમેશાં કોઇનું કંઇ ને કંઇ પણ કામ કરવામાં ગુંથાયલી તેમના જોવામાં આવતી હતી. કોઈ વખતે વણવાનું તો કોઇ વખતે અનાથો અને વિધવાઓને માટે કપડાં સીવવાનું કામ કરતી હતી. વળી સ્ત્રીઓને તેમનાં તથા તેમનાં બાળબચ્ચાંનાં કપડાં વેતરતાં અને સીવતાં શિખવતી હતી. દરરોજ છોકરાં રસ્તામાં દરકાસની આવવાની રાહ જોયા કરતાં હતાં ને તેને જોતાંજ દોડીને તેને વળગી પડતાં હતાં.

**દરકાસ મરણ પામે છે.**—ત્યાર પછી એવું બન્યું કે દરકાસ શહેરમાં દેખાતી બંધ થઇ, કેમકે તે માંદી પડી અને કેટલાક દિવસ સુધી

વૈદોની દવા કરી પણ તેથી કંઇ ફેર ન પડયો ને છેવટે મરણ પામી. પછી તેના મિત્રો ને સંબંધીઓએ તેના શબને નહવડાવીને મેડી પર મુકયું, એ બધી વાતોનું વર્ણન છોકરાં આગળ કરો.

**પીતરને બોલાવવામાં આવ્યો.**—તમે જાણો છો કે દરકાસ ખ્રીસ્તી હતી ને ખ્રીસ્તી લોક ધર્મક્રિયા કર્યાં વગર મુડદાને દાટતા નથી. હવે જોપ્પામાં તો કોઇ ઉપદેશક રહેતો ન હતો. પણ એટલામાં તપાસ કરતાં કોઈને યાદ આવ્યું કે, હાલ પીતર પ્રેરિત લુદામાં આવેલો છે, તેથી મંડળીએ બે જણને પીતરને બોલાવવા મોકલ્યા. પીતર આ ખબર સાંભળી તેમની સાથે જોપ્પામાં આવ્યો. પીતર આવ્યો ત્યારે ઘર તથા ઘરનું આંગણું માણસોથી ઠઠ્ઠ ભરાઇ ગએલું તેના જોવામાં આવ્યું. જ્યારે પીતર મેડી ઉપર ગયો ત્યારે ઘર વિધવાઓથી ભરાઈ ગયું હતું. તેઓ એક બીજાને દરકાસે બનાવી આપેલાં કપડાં દેખાડી રડતી હતી. આ વખતે કેટલાં બધાં ગરીબ માણસો ત્યાં ભેગાં મળી દરકાસની પ્રીતિ અને દયાભાવ વિષે વાત કરતાં હશે તેની કલ્પના તમે સહેજ કરી શકશો. (ઉપરની બધી વાતોનું બારીક વર્ણન કરો.)

**દરકાસને જીવતી કરે છે.**—પીતર મેડી પર ગયો ને બધાંને બહાર કાઢી એકાગ્રચિત્તે ઘુંટણીએ પડી પ્રાર્થના કરી, અને પછી દરકાસના શબ તરફ ફરીને તેને કહે છે કે, 'દરકાસ ઉઠ,' ને દરકાસે પોતાની આંખ ઉઘાડી. આંખ ઉઘેડતાંજ તે પીતરને જુએ છે ને બેઠી થાય છે. પીતર તેનો હાથ પકડી તેને ઉભી કરે છે, પછી વિધવાઓને તથા ખ્રીસ્તી લોકને અંદર બોલાવવામાં આવે છે. તેઓ અંદર આવતાં દરકાસને મુએલી નહિ પણ જીવતી અને ઉભી રહેલી જુએ છે. આથી તેઓની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં, અને ઘણા લોકોએ ઇસુના શિષ્યનું આવું નવાઈ ભરેલું કામ જોઇને ઇસુ પર વિશ્વાસ કીધો.

**વાર્તાની છેવટમાં.**—દરકાસ કેવી ભલી બાઈ હતી! તે ગરીબોને કેવી મદદ આપતી હતી! તમો એવા કોઈ ગરીબને ઓળખો છો કે જેને મદદની જરૂર છે? તમે કેવી મદદ આપી શકો? જેઓ ગરીબો પર દયા કરે છે તેઓને પ્રભુએ ખાસ વચન આપ્યું છે. (સોનેરી વાકય શિખવો).

પ્રાર્થના—"હે પ્રભુ, ગરીબગુરબાં ઉપર અમારા મનમાં પ્રીતિ ઉત્પન્ન કર અને તેમને અમે કેવી જાતની મદદ આપી તેમની જરૂરીઆત પુરી પાડીએ તે અમને શિખવ."

**સોનેરી વાકય.**—"જે દરિદ્રીની ચિંતા કરે છે તેને ધન્ય છે." ગીત. ૪૧; ૧.

---

# ભાગ ૮મો. પરમેશ્વરની સેવાભકિત.

## પાઠ ૪૨મો.

### બારી ખુલ્લી મુકીને દાનીયેલ પ્રાર્થના કરે છે.

દાની. ૬; ૧-૨૩.

**શિક્ષકોની તૈયારી.**—દાનીયેલના પુસ્તકમાંથી પહેલા પાંચ અધ્યાય વાંચો. આ અધ્યાયો ઘણા મનોરંજક છે એટલુંજ નહિ પણ તે વાંચવાથી દાનીયેલ કેવા પ્રકારનો માણસ હતો તે તમારા સમજવામાં આવશે. આજનો શાસ્ત્રપાઠ લક્ષપૂર્વક વાંચી દાનીયેલ વિશ્વાસુ હતો (કલ. ૯), તેણે પ્રાર્થના કરી પ્રભુનો ઉપકાર માન્યો (કલમ ૧૦), પ્રભુએ મારે માટે શું કીધું છે,—પ્રભુએ પોતાના દૂતને મોકલીને મને બચાવ્યો છે (કલમ ૨૨) તે વાર્તાની નોંધ લ્યો. વળી તમારી વાર્તા તૈયાર કરતાં અને કહી સંભળાવતાં વાર્તાનો હેતુ અને સોનેરી વાકય મનમાં રાખશો.

**વાર્તાનો હેતુ.**—પ્રાર્થના અને ઉપકારસ્તુતિ સાથે આપણે રોજ તેની સેવાભક્તિ કરવી તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—જ્યારે આપણે સાબ્બાથશાળામાં જઈએ ત્યારે ત્યાં શું કરીએ છીએ? પ્રભુનાં સ્તોત્ર ગાઈ શાસ્ત્ર વાંચી પ્રાર્થના કરીએ છીએ. આજની આપણી વાર્તા એક પ્રાર્થના કરનાર માણસ વિષે છે.

**વાર્તા.**

**દાનીયેલ.**—ઘણાં વર્ષો પૂર્વે દાનીયેલ નામનો એક માણસ થઇ ગયો. તેના વિષે તમે પહેલાં સાંભળ્યું છે કે, જ્યારે તે નાનો

છોકરો હતો ત્યારે તેને કેદી કરીને તેના ઘરથી ઘણે દૂર પરદેશમાં તેને લઇ જવામાં આવ્યો, અને ત્યાં પરમેશ્વરે તેની સંભાળ કીધી. દાનીયેલ દ્રાક્ષરસ કે દારૂ પીતો નહિ, તેમજ ખાવામાં સાદો ખોરાક વાપરતો હતો. તેને વિદ્યાશાળામાં મુકતાં તેણે એવો સારો અભ્યાસ કર્યો કે તે આખા દેશમાં સૌથી મોટો વિદ્વાન બન્યો. ધીમે ધીમે રાજાએ તેને મુખ્ય પ્રધાનની જગ્યા આપી. આથી રાજ્યમાં તે બહુ મોટો માણસ થયો, એટલે સુધી કે રાજાની બરોબરીનું માન તેને આપવામાં આવ્યું. તેને રહેવાને સુંદર મકાન, સ્વારી માટે ઉત્તમ ઘોડા, બેસવાને સુંદર સુંદર ગાડીઓ, અને પુષ્કળ નોકરચાકર હોય તે તો સ્વાભાવિક છે, પણ તે સર્વ ઉપરાંત દાનીયેલ ઘણો ભલો અને સદ્‌ગુણી માણસ હતો. તે પ્રભુ ઉપર ઘણી પ્રીતિ કરતો હતો, અને પ્રભુ તેનું બધી રીતે રક્ષણ કરતો હતો. આસપાસના લોક જ્યારે મૂર્તિપૂજા કરતા હતા, ત્યારે દાનીયેલ તો સત્ય દેવની સેવાભક્તિ કરતો હતો. દરરોજ દિવસમાં ત્રણવાર એટલે સવારે, બપોરે ને સાંજે તે ઘુંટણીએ પડી, પોતાના ઓરડાની બારી ઉઘાડી મુકી, નિયમિત રીતે પરમેશ્વરની પ્રાર્થના કરતો હતો.

**રાજાનો હુકમ.**—હવે દાનીયેલ ઘણો ભલો માણસ હતો, અને પ્રભુનો આશીર્વાદ તેના ઉપર હતો, માટે બીજા ઉપરી અમલદારોએ દાનીયેલની અદેખાઇ કરવા માંડી. તેને નોકરીમાંથી દૂર કરાવવાને માટે કંઇ પણ ગુન્હો શોધી કાઢવાને તેઓ મહેનત કરવા લાગ્યા. પણ એવો કંઇ પણ ગુન્હો શોધી કાઢવામાં તેઓ ફાવ્યા નહિ, કેમકે દાનીયેલ તો યુસફના જેવો વિશ્વાસુ હતો. આખરે આ દુષ્ટ લોકોએ દાનીયેલને ખરાબ કરવાને માટે એક યોજના રચી. તેઓએ રાજા પાસે જઇને કહ્યું કે, 'હે રાજા, સદા જીવતો રહે.' અમે એવો ઠરાવ કર્યો છે કે ત્રીસ દિવસ સુધી, હે રાજા, તારા સિવાય કોઈ દેવની કે માણસની પ્રાર્થના કરવી નહિ પણ તારી એકલાનીજ પ્રાર્થના કરવી. અને જે કોઇ આ નિયમનો અનાદર કરે તો સિંહોના બીલમાં નંખાય. રાજાને આ વાત ગમી, તેથી તેણે પોતાના સહી સિક્કા સાથે આ હુકમ બહાર પાડયો. આ માણસોએ આવું શા માટે કીધું? કેવળ દાનીયેલને

ખરાબ કરવા માટે; કેમકે તેઓ સારી રીતે જાણુતા હતા કે, દાનીયેલ દિવસમાં ત્રણવાર નિયમિત રીતે ખરા દેવની પ્રાર્થના કરે છે.

**દાનીયેલ પ્રાર્થના કરે છે.**—દાનીયેલ તો જાણુતો હતો કે, આ માણસોએ શું કર્યું છે? શું દાનીયેલ તેથી બીહી ગયો? ના, તે જાણુતો હતો કે પ્રભુ મારૂં રક્ષણ કરશે. તમે ધારો છો કે દાનીયેલે આથી પ્રાર્થના કરવાનું બંધ કર્યું? ના. કોઇ મને દેખશે એવી બીક રાખી તેણે બારી પણ બંધ કરી નહિ, તે પોતાના ઘરના મેડા ઉપર જાય છે, ને પ્રાર્થના કરવાની કોટડીની બારી ખુલ્લી મુકીને પોતાના નિયમ પ્રમાણે પ્રાર્થના કરવા લાગે છે. એવામાં તેના શત્રુઓ એકઠા થઇને બારીમાંથી દાનીયેલની તપાસ કરે છે (કલમ ૧૧) તે વાતનું વર્ણન કરો.

**દાનીયેલ સિંહોના બીલમાં.**—નીચેની વાતો વિષેનો ચિતાર આપતા કહો કે, શત્રુએ દાનીયેલ વિષેની બાતમી આપવાને રાજા પાસે કેવા દોડી જાય છે!—આ વાત સાંભળી દાનીયેલ ઉપર પ્રીતિ રાખનાર રાજા કેવો દુઃખી થાય છે!—રાજા દાનીયેલને છોડાવવાને કેવો પ્રયત્ન કરે છે—તેને છોડી મુકવાને રાજાને કંઇ માર્ગ મળતો નથી, (કલમ ૧૪)—સિંહોના બીલ આગળ દાનીયેલને લાવવામાં આવે છે—તેને ઉંચકીને બીલમાં નાખવામાં આવે છે—રાજા આ વખતે બોલે છે કે, "તારો દેવ જેની સેવા તું કરે છે, તે તને છોડાવશે"—પછી બીલનું મોં એક મોટા પત્થરથી બંધ કરવામાં આવે છે—રાજા દિલગીરી સાથે મહેલ તરફ પાછો ફરે છે—વિચારમાં ને વિચારમાં તે ખાતો નથી—ગાયનશાળામાં જતો નથી—તેના મનને કંઇ ચેન પડતું નથી—બીજે દિવસે સવારે વહેલો ઉઠે છે—સિંહોના બીલ આગળ જાય છે વિગેરે.

**પ્રભુની સંભાળ.**—રાજા સિંહોના બીલ પાસે જઇ દાનીયેલને હાંક મારે છે કે, હે દાનીયેલ! તારો દેવ તને સિંહોથી બચાવી શકયો છે? પછી તેણે જેયું તો સઘળું શાંત છે, એટલામાં તેણે એવી વાણી સાંભળી કે "હે રાજા, સદા જીવતો રહે. મારા દેવે પોતાના દૂતને મોકલીને સિંહોનાં મોં બંધ કરાવ્યાં છે, ને તેઓએ મને કંઇ ઇજા કરી નથી; કેમકે તેની નજરમાં મારામાં નિર્દોષપણું માલુમ પડયું છે." રાજાને

આથી અતિઘણો હરખ થયો અને તેણે હુકમ કીધો કે, દાનીયેલને બીલમાંથી બહાર કાઢો. પછી દાનીયેલ ઘેર ગયો. મારી ખાત્રી છે કે, ઘેર જતાંની વારમાંજ પરમેશ્વરની ઉપકારસ્તુતિ અને તેની પ્રાર્થના કરવા માટે તે પ્રાર્થના કરવાની પેલીજ કોટડીમાં ગયો હશે, કેમકે પ્રભુએ તેનો જીવ બચાવ્યો હતો.

**વાર્તાની છેવટમાં.**—દાનીયેલની પ્રાર્થના કરવા વિષેની વાત કરો. દિવસોમાં કેટલીવાર દાનીયેલ પ્રાર્થના કરતો હતો? પ્રાર્થના કરવામાં શું તેને બીક લાગતી હતી? પ્રાર્થના કરતાં તમે શું કદિ શરમાઓ છો? સોનેરી વાકય શિખવો. પ્રાર્થના—"હે પ્રભુ, અમે તારા પર પ્રીતિ કરીએ છીએ અને તારી સેવાભક્તિ કરવા ચાહીએ છીએ. અમારી તું એવી સહાય કર કે, અમે તારી પ્રાર્થના કરવાને કોઈ દિવસ ચુકીએ નહિ."

**સોનેરી વાકય.**—"સાંજે, સવારે તથા બપોરે હું પ્રાર્થના કરીશ." ગીત. ૫૫; ૧૭.

---

## પાઠ ૪૩ મો.

### નદીકાંઠે પ્રાર્થનાસભા.

પ્રે. કૃ. ૧૬; ૯–૧૫.

**શિક્ષકોની તૈયારી.**—યાદ રાખશો કે પાઉલ સુવાર્તિક (મિશનેરી) હતો. તે એશિયાખંડનો રહીશ હતો એમ છતાં યુરોપખંડમાં સુવાર્તા પ્રગટ કરવાને મોકલાયો હતો. જો તમારી પાસે નકશો હોય તો ત્રોઆસ અને ફીલીપી શહેર શોધી કહાડો, કેમકે ત્રોઆસ એશિયા-ખંડમાં અને ફીલીપી તે યુરોપખંડમાં આવેલ છે. પાઉલના હાથે યુરોપખંડના નવા પ્રદેશમાં જે પહેલું માણસ ખ્રીસ્તી થાય છે તે એક બાઇ હતી, તે ધ્યાનમાં રાખશો. થુઆતીરા શહેરમાં રંગના કારખાનાં હતાં. જાંબુઓ રંગ તે ઘણો કીમતી રંગ હતો અને તે અમુક જાતની માછલીમાંથી બનાવવામાં આવતો હતો.

**વાર્તાનો હેતુ.**—ખ્રીસ્તી માણુસે દર વિશ્રામવારે પરમેશ્વરની સેવાભક્તિ કરવાને અને ઇસુ વિષે શીખવાને એકઠા મળવું જોઇએ તે દર્શાવવાનો.

**છોકરાંને સારૂ પાઠનો નમુનો.**

**આરંભ**—ગયા અઠવાડીઆમાં મેં તમને દાનીયેલની વાર્તા કહી હતી, તે કયાં પ્રાર્થના કરતો હતો? પોતાના ઘરમાં, બારી આગળ. આજે કેટલાક માણુસો નદીકાંઠે પ્રાર્થના કરવા જતા હતા તે વિષેની વાર્તા હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**લુદીઆ.**—આપણા દેશથી ઘણે દૂર, ઘણાં વર્ષો પૂર્વે લુદીઆ કરીને એક બાઈ એક મોટા શહેરમાં રહેતી હતી. જાંબુઆં વસ્ત્ર અને જાંબુઓ રંગ વેચવાની તેને ત્યાં એક દુકાન હતી. આ બાઇ શ્રીમંત હોય એમ દેખાય છે; કેમકે તેની પોતાની દુકાન હતી એટલુંજ નહિ પણ તેનું પોતાનું ઘર પણ હતું. આ શહેરમાં પ્રભુના લોકની એટલે યહુદી લોકની પુષ્કળ વસ્તી હતી. તેઓ એક દેવની ભક્તિ કરનાર લોક હતા, પણ તેમણે ઇસુ વિષે સાંભળ્યું ન હતું. વળી ભજન કરવા તેઓ માટે ત્યાં સભાસ્થાન ન હતું માટે દર સાબ્બાથવારે તેઓ ભજન કરવાને માટે નદીકાંઠે જતા હતા. આ જગ્યા એકાંત અને શહેરની ગડબડથી દૂર આવેલી હતી. ત્યાં પ્રાર્થના કરવા જનાર મોટે ભાગે સ્ત્રીવર્ગ હતો. લુદીઆ બહુ ભલી બાઇ હતી. તેની જ્ઞાતિના બીજા બધા લોક.જો કે મૂર્તિપૂજક હતા, તો પણ આ બાઈ એક સત્ય દેવનું ભજન કરતી હતી. તેથી સાબ્બાથ દિવસે, પોતાની દુકાન બંધ રાખીને, તે દિવસનો કેટલોક ભાગ ઘરમાં શાંતિથી આરામ લેવામાં અને બાકીનો ભાગ બીજાઓની સાથે સેવાભક્તિમાં ગાળવાને નદીકાંઠે જતી હતી. ગરીબ લોક પોતાની અલ્પ સમજ પ્રમાણે પ્રભુની સેવા પોતાથી થઈ શકે એવી ઉત્તમ રીતે કરતા હતા. પણ તેઓ જાણુતા ન હતા કે ઇસુ અમારો તારનાર છે.

**સુવાર્તિક.**—હવે પરમેશ્વર ચાહે છે કે, બધા માણુસો ઇસુ ખ્રીસ્તને જાણે. તેથી કરીને તેણે પાઉલ અને સીલાસ નામના બે સુવાર્તિકોને

અહિં ઉપદેશ કરવાને મોકલ્યા. એક રાત્રે પાઉલને દર્શન થયું કે, એક જણુ ઉભો રહીને તેની વિનંતી કરતાં કહે છે કે, "માકેદોનિયામાં આવીને અમને સહાય કર." આથી પાઉલે જાણ્યું કે, પ્રભુ મને ત્યાં જવાનું કહે છે, તે પરથી તે ત્યાં જવા ઉપડયો. આ અજાણ્યા દેશમાં પહોંચતાં પાઉલને ઘણુા દિવસોની મુસાફરી કરવી પડી. આખરે તે આ મોટા શહેર ફિલીપીમાં આવી પહોંચ્યો, અને ત્યાં કેટલાક દિવસ રહ્યો. દરમીઆનમાં ધીમે ધીમે ઈસુની સુવાર્તા પ્રગટ કરવા લાગ્યો. પાઉલ પોતે યહુદી હતો. માટે યહુદીઓને શોધી તેમની આગળ વાત કરવા ઇચ્છતો હતો. તેણે શહેરમાં સભાસ્થાનની શોધ કરી, પણ અહિં કોઇ સભાસ્થાન તેના જોવામાં આવ્યું નહિ. પણ તેને એવું માલુમ પડયું કે પ્રાર્થના કરવાને એક એકાંત જગ્યા નદીકાંઠે રાખવામાં આવી છે.

**નદીકાંઠેની સભા.**—તેથી પાઉલ સાબ્બાથવારને દિવસે ત્યાં જઈ બેઠો. થોડીવાર પછી સ્ત્રીઓ એક પછી એક પ્રાર્થના કરવા આવવા લાગી અને પાઉલ તેમની આગળ સુવાર્તા પ્રગટ કરવા લાગ્યો. ઘેટાંપાળકો ગભાણમાં જઇ ઇસુને મળ્યા—દૂતોએ તેનું નામ ઈસુ પાડયું—ઇસુ મોટો થયો—તેણે તોફાન શાંત કર્યું—તે સમુદ્ર પર ચાલ્યો—આંધળા બારતીમાયને દેખતો કીધો—કોઢીઆને શુદ્ધ કીધા—એક નાની છોડીને જીવતી કરી—આપણાં પાપોને માટે ઇસુ મરણ પામ્યો ને પાછો જીવતો થઇ આકાશમાં ગયો વિગેરે ઇસુ વિષેની વાતો તેણે તેમને કહી હશે. સ્ત્રીઓએ આ વાતો ધ્યાન આપીને સાંભળી હોય તો તેમાં નવાઇની વાત નથી, કેમકે શાસ્ત્ર કહે છે કે, "લુદીઆનું અંતઃકરણ પ્રભુએ ઉઘાડયું." તેણે પાઉલની કહેલી વાતો ધ્યાનમાં લીધી અને તેનું તથા તેના ઘરનાંનું બાપ્તિસ્મા થયું. મને લાગે છે કે તેના નોકરચાકર પણ બાપ્તિસ્મા પામ્યા હશે. પછી લુદીઆ સુવાર્તિકોને પોતાને ઘેર લઇ ગઈ, ને પોતાને ત્યાં રાખી તેમની સેવા ચાકરી કીધી.

**વાર્તાની છેવટમાં.**—શું આ નદીકાંઠાની પ્રાર્થનાસભા આનંદદાયક ન હતી? આ સભા કયાં ભરાતી હતી? શા માટે આ સભા ત્યાં ભરાતી હતી? કારણુ એ હતું કે, ભજન કરવાને ત્યાં કોઇ મંદિર ન હતું તે સમજાવો. જો તમારે માટે મંદિર ન હોય તો શું પ્રાર્થનાસભા

બંધ રહે? ના. તમારી સાબ્બાથશાળા કે પ્રાર્થનાસભા કોઈ પણ એકાંતની શાંત જગ્યામાં તમે કરી શકો છો. ખ્રીસ્તી માણસોએ એક જગ્યામાં ઓછામાં ઓછી એકવાર પણ અઠવાડીઆમાં પ્રાર્થના કરવાને એકઠાં મળવું જોઇએ. સોનેરી વાકય શિખવો.

**સોનેરી વાકય.**—"આવો ભજીએ તથા નમીએ, યહોવાહ આપણા કર્તાની આગળ ધુંટણીએ પડીએ." ગીત. ૯૫; ૬.

---

# ભાગ ૯મો.

# પરમેશ્વર પ્રાર્થનાનો ઉત્તર આપે છે.

## પાઠ ૪૪મો.

### સુલેમાનનું સ્વપ્ન.

૧ રાજા. ૩; ૫-૧૫.

**શિક્ષકોની તૈયારી.**—સુલેમાન ગાદીએ બેઠો, અને દાઉદે તેને સનદ આપતાં જે જે આજ્ઞાઓ આપી તે જાણવાને વાંચનપાઠ ઉપરાંત ૧ રાજા. ૨; ૧-૧૨ વાંચો.

**ગિબઓનથી યરૂશાલેમ.**—તે અઢી ત્રણ ગાઉ દૂર હતું.

**વાર્તાનો હેતુ.**—કેવી જાતની પ્રાર્થનાનો ઉત્તર પરમેશ્વર આપે છે તેનો એક દાખલો છોકરાંને આપવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—દાઉદ છોકરાએ પેલા રાક્ષસી યોદ્ધાને મારી નાખ્યો તે વાત તમને યાદ છે કે? ત્યાર પછી દાઉદ રાજા થયો તે વાત તમે જાણો છો કે? દાઉદનો એક છોકરો સુલેમાન નામનો હતો. (છોકરાંને સુલેમાનનું નામ બે ત્રણ વખત બોલાવો અને પાટીઉં હોય તો તે ઉપર લખો.) તેને જે સ્વપ્ન આવ્યું, તે વિષેની વાર્તા આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**સુલેમાનની પ્રાર્થના.**—જ્યારે સુલેમાન છોકરો હતો ત્યારે તે પોતાના પિતાની સાથે મહેલમાં રહેતો હતો. હવે તેનો પિતા મરણ પામ્યો અને સુલેમાન ગાદી ઉપર બેઠો. હું એક સારો રાજા થાઉં એવી તેની ઉમેદ હતી, અને તેને માટે તે હમેશાં આગ્રહપૂર્વક પ્રાર્થના કરતો હતો. એક રાત્રે એવું બન્યું કે સુલેમાન ભર ઉંઘમાં પડયો હતો ત્યારે પ્રભુએ તેને સ્વપ્નમાં દર્શન દીધું ને તેને કહ્યું કે, સુલેમાન, માગ, હું તને શું આપું? આ વિષે સુલેમાને ઘણો વિચાર કીધો હતો કે મારે શાની વિશેષ જરૂર છે, તેથી સુલેમાને લાગલોજ જવાબ આપ્યો. આ જવાબ તે તેની પ્રાર્થના છે.

"મારો પિતા દાઉદ કે જેણે ઘણાં વર્ષ રાજ્ય કર્યું તેના ઉપર તેં ઘણી પ્રીતિ રાખી હતી, અને તેને ઘણા પ્રકારની સાહ્ય તેં કરી હતી. જ્યારે તે તારી પાસે સાહ્ય માગવાને આવતો હતો, ત્યારે તેં તેનું સાંભળીને તેને સત્ય માર્ગે દોરી વિશ્વાસુ થવાને સાહ્ય કરી હતી. વળી તેં તેને શુદ્ધ અને પ્રેમી અંતઃકરણ આપ્યું હતું. તેં તેને ઘણો આશીર્વાદિત કીધો હતો, અને જ્યારે મારો જન્મ થયો ત્યારે તો તે ઘણોજ ખુશી થયો હતો. કેમકે તે જાણતો હતો કે, હું વહેલો મોડો મરી જઈશ, ને મારૂં સર્વ કામ છોડી મારે ચાલ્યા જવાનું છે. પણ મારી જગ્યાએ મારો દીકરો રાજા થવાનો છે, તે જાણી તેને ઘણોજ આનંદ થયો હતો. પણ આ મહાભારત કામ મારે હાથે કેમ કરીને થઇ શકે! હું તો માત્ર નાનું બાળક છું. કયાં જવું અને શું કરવું, તે હું સમજતો નથી. તું જાણે છે કે આ રાજ્યમાં મહાન દેશજાતી વસે છે, અને તે એટલી બધી છે કે તેની ગણત્રી થઇ શકે નહિ. ઘણી એવી વાતો છે કે જે મારે કરવી બહુ કઠણ છે અને ઘણી વાતો એવી છે કે, હું સમજી શકતો નથી, માટે માત્ર એકજ વાત હું તારી પાસે માગું છું કે, આ લોકને હું પારખી શકું અને સાચો અને ઉત્તમ માણસ હું થાઉં એવી મારી સાહ્ય કર. મારા લોક જે જે કહે તે બધાનો ખરો ખોટો ભેદ હું સમજી શકું, એવું જ્ઞાન મને આપ. તેઓના ટંટાઓનો યોગ્ય ન્યાય કરવાને મને ડહાપણ આપ."

**જવાબ માટે રાહ જુએ છે.**—જ્યારે સુલેમાન પ્રાર્થના પૂર્ણ કરી રહ્યો ત્યારે પ્રભુ મને જવાબ આપશે એવું સમજી તેણે જવાબ માટે કાન ધર્યો.

**પ્રભુનો જવાબ.**—પ્રભુ સુલેમાનની પ્રાર્થના સાંભળી ઘણો ખુશી થયો અને તાત્કાળિક જવાબ આપતાં કહ્યું કે, તેં પોતાને વાસ્તે બીજું કંઇ માગ્યું નથી. લાંબું જીવન કે પુષ્કળ દ્રવ્ય કે રહેવાને માટે સુંદર મહેલ, કે જીત પામવાને યોદ્ધા કે શત્રુનો જીવ વિગેરે કંઇ વસ્તુ તેં માગી નથી, તેથી તેં જે માગ્યું નથી તે પણ હું તને આપીશ. હું તને જ્ઞાની અને સમજુક હૃદય આપીશ. તું ઘણો જ્ઞાની રાજા થશે એવો કે તારી આગળ તેમજ તારી પાછળ તારા જેવો કોઇ થયો નથી અને થવાનો નથી. વળી હું તને કંઇ વિશેષ કહેવા માગું છું, એટલે જેમ તારો બાપ દાઉદ મારા માર્ગમાં ચાલ્યો તેમ તું ચાલશે તો હું તારી આવરદા વધારીશ ને તું દીર્ઘાયુષ્ય પામશે.

**સુલેમાનની ઉપકારસ્તુતિ.**—જ્યારે સુલેમાન જાગૃત થયો ત્યારે તેને યાદ આવ્યું કે, જે બધું દેવે મને કહ્યું છે તે મારી પ્રાર્થનાનો જવાબ છે. એમ સમજીને દેવનો ઉપકાર માનવાની ભાવના ઉત્પન્ન થતાં, મહાન યરૂશાલેમ જે અઢી કે ત્રણ ગાઉ દૂર આવેલું હતું, ત્યાં જવાને મુસાફરીની તૈયારી કરવા લાગ્યો; કેમકે યરૂશાલેમ તે ભક્તિનું મુખ્ય સ્થાન હતું. ત્યાં જઇ પોતા ઉપર પ્રભુએ જે જે મહેરબાની કરી હતી તેને માટે સ્તુત્યર્પણ ચઢાવ્યું. તેમજ મિત્રો તથા નોકરચાકરોને આ બાબત જણાવવાને તેણે એક મોટી મિજબાની આપી, ને બધાંને પ્રભુએ સ્વપ્નદ્વારે જે જે આશીર્વાદિત વચનો તેને આપ્યાં હતાં તે જણાવ્યાં.

**વાર્તાની છેવટમાં.**—સુલેમાન કેવા પ્રકારનો રાજા થઇ ગયો? તે સારો રાજા હતો એવું તમે શા પરથી ધારો છો? (જો છોકરાં આ સવાલોના જવાબ ન આપે તો તે સમજી શકે એવી રીતે સુચક સવાલો પુછો, પણ તમે પોતે જવાબ આપી ન દેશો.)

પ્રાર્થના કરી રહ્યા પછી સુલેમાન કેમ ચુપ રહ્યો? તે શું સાંભળવા ચાહતો હતો? તે જાગ્યો ત્યારે પ્રભુનો ઉપકાર માનવાને તેણે શું કર્યું?

કેવાં કેવાં વચન પ્રભુ આપણને આપે છે? (સોનેરી વાકય શિખવો.) પ્રભુ પાસે આપણે સારાં વાનાં માગી શકીએ માટે આપણને કોણ સાહ્ય કરશે? હમણાં માગીએ. (પ્રાર્થના સાથે સભા બંધ કરો.)

**સોનેરી વાકય.**—"માગો તો તમને અપાશે." માત્થી ૭; ૭.

---

## પાઠ ૪૫મો.

### ઈસુ અને એક માંદી છોડી.

માત્થી ૧૫; ૨૧-૨૮. માર્ક ૭; ૨૪-૩૦.

**શિક્ષકોની તૈયારી.**—માત્થી અને માર્ક એ બંને સુવાર્તામાં આ વાત આવે છે, પણ એકમાં જે વાત પડતી મુકવામાં આવી છે તે બીજીમાં લખવામાં આવી છે. માટે તમારે બંને સુવાર્તામાંથી ધ્યાનપૂર્વક વાંચી તમારી વાર્તાની તૈયારી કરવી.

**વાર્તાનો હેતુ.**—વિશ્વાસની પ્રાર્થના સાંભળવામાં આવે છે તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—ગયા પાઠમાં આપણે એક જુવાન રાજા વિષે શીખ્યા હતા. તેણે પોતાને જે ઘણી અગત્યની બાબત હતી તે પ્રભુ પાસે માગી ને પ્રભુએ તેને આપી તે રાજાનું નામ તમને યાદ છે કે? તેણે પ્રભુ પાસે શું માગ્યું હતું? આજે આપણે એક સ્ત્રી વિષે વાત કરવાના છીએ, કે જેણે પોતાની ખાસ જરૂરિયાત પ્રભુને જણાવી ને તેના માગ્યા પ્રમાણે પ્રભુએ તેને આપ્યું.

**ઈસુ વિસામો લે છે.**—ઈસુ ઘણા કામમાં હતો. તેને શું કામ હતું? કેટલાક પંડિતો તેની પાસે આવીને પ્રશ્નો પુછતા હતા, તેના તેને જવાબ આપવાના હતા. વળી પોતાના ઉપદેશ વિષેની કેટલીક વાતો શિષ્યોને પણ શિખવવાની હતી. તે બધા ઉપરાંત ગામેગામના ઘણા લોક તેની પાસે આવી પડાપડી કરી રહ્યા હતા. આંધળા દેખતા થવાને, લંગડા ચાલતા થવાને, કહોડીઆ શુદ્ધ થવાને બુમેબુમ પાડી રહ્યા

હતા. આ બધાથી તે થાકી ગયો હતો, જેથી એકાંતે જઇ વિસામો લેવાની અને પ્રાર્થના કરવાની તેને ઇચ્છા થઇ. એથી તે એક મિત્રને ત્યાં ગયો ને તેને જણાવ્યું કે કોઈ પણ માણસને ખબર નહિ આપશો કે હું તમારે ત્યાં આવ્યો છું.

**એક આગ્રહી સ્ત્રી.**—તે કેવી રીતે ઈસુ પાસે આવે છે તે જુઓ. કદાપિ કોઇ દૂર ગામડાથી તેની પાછળ પાછળ તે આવી હશે. ઇસુને ફુરસદ મળે તો હું તેની પાસે જઇ વિનંતી કરૂં, એવા વિચારે લાંબા વખતથી વાટ જોઇ બેઠી છે. તેના ચહેરા પરથી દેખાય છે કે તે ઘણી દુઃખી, નિરાશ અને થાકી ગએલી છે. ધારો કે, ગિર્દી ઓછી થઇ અને આ સ્ત્રી લોકની ભીડમાં થઇ ઇસુ પાસે ગઇ, તો તે બનાવનો ચિતાર છોકરાં નજરે જુએ તેવી રીતે આપો.

**સ્ત્રીની પ્રાર્થના.**—આ સ્ત્રી જઇને ઇસુને પગે પડે છે. તે સમજે છે કે, ઇસુ સિવાય મારી સાજી કરે એવો બીજો કોઇ નથી. તેણે સાંભળ્યું હતું કે, ઇસુ બધા પ્રત્યે ઘણો દયાળુ અને રહેમી છે એટલુંજ નહિ પણ નાનાં બાળકો ઉપર તે ઘણોજ પ્રેમ રાખે છે. આથી કરીને તેને વિશ્વાસ હતો કે, જો હું તેની પાસે જઇ તેને મારી દીકરીનું દુઃખ જણાવીશ, તો તે મારૂં સાંભળશે ને મારી દીકરી સાજી થશે. આ સ્ત્રી યહુદી કોમની ન હતી, અને ઇસુ ખાસ કરીને યહુદીઓની સાજી કરવા અને તારવાને આવ્યો છે એવું તે જાણતી હતી, પણ તેને ખાત્રી હતી કે તે એવો દયાળુ અને રહેમી દેખાય છે કે, તે મને એમનેએમ ખાલી પાછી કાઢશે નહિ. પછી આ બાઇ ઇસુને મળે છે ને પોતાના બાળકના લાંબા વખતના મંદવાડની વાત કરે છે. "સાહેબ, મારી દીકરી આજ ઘણા વખતથી માંદી છે. તેને ભુત વળગ્યું હોય એમ દેખાય છે, કેમકે તે એક ગાંડી છોડીની માફક કર્યાં કરે છે. ઘણા ઉપાય કર્યાં પણ કશો ફેર પડતો નથી. મને લાગે છે કે, કદાપિ તે ગાંડી થઇ જશે ને વધુ વખત જીવે એવી આશા નથી." ઇસુએ તેના કહેવા તરફ કંઇ ધ્યાન આપ્યું હોય એમ લાગ્યું નહિ. એ પરથી શિષ્યોએ ધાર્યું કે, આ સ્ત્રીની કટકટ ઈસુને પસંદ નથી, ને તેને પોતા પાસેથી તે વિદાય કરવા માગે છે. પણ સ્ત્રી કેમે કરી ત્યાંથી ગઇ નહિ,

પણ ફરી ફરીને ઇસુને પગે પડી કહેવા લાગી, 'ઓ પ્રભુ, મને મદદ કર.' હું ધારૂં છું કે, ઇસુ સ્ત્રીની પરીક્ષા કરવા ચહાતો હતો કે તે મારા પર ખરી પ્રીતિ કરે છે ને ખરો વિશ્વાસ રાખે છે કે કેમ, તેથી ઇસુએ સ્ત્રીને કહ્યું કે, બાઇ, હું વિશેષે કરીને મારા યહુદી લોકોને માટે આવ્યો છું, તો તારા સરખી વિદેશી સ્ત્રીને માટે હું મારૂં સામર્થ્ય વાપરૂં તે શું યોગ્ય કહેવાય કે? ત્યારે સ્ત્રીએ જવાબ આપ્યો, સાહેબ, બાપ પોતાનાં બાળકોને રોટલી આપે છે, પણ તેમાંથી જે કંઇ ટુકડા નીચે પડે છે તે કુતરાં આવી ખાય છે માટે, સાહેબ, આપ પોતાના લોક ઉપર પ્રીતિ કરો અને તેઓની સહાય કરો તેની સામે હું કંઇજ વાંધો ઉઠાવતી નથી; પણ મારા સરખી વિદેશીને એઠુંજુઠું ખાવા દો. શું આપની શક્તિ અને પ્રીતિનો એકાદ ટુકડો મારે માટે ન હોય! માટે જો આપના સામર્થ્ય અને પ્રીતિનો એકાદ ટુકડો મને નાખશો તો મારી છોડી સાજી થશે. ઇસુ મારી માગણી જરૂર પુરી કરશે એવો દૃઢ વિશ્વાસ રાખીને સ્ત્રીએ ઘણી નમ્રતાથી પોતાની દલીલ ચાલુ રાખી. (આજની વાર્તાનો આ ભાગ તે ઘણો મહત્વનો છે).

**પ્રાર્થનાનો જવાબ.**—ઇસુ આ બાઇની અત્યંત નમ્રતા અને દૃઢ વિશ્વાસ જોઇને ખુશી થયો, અને તેને કહ્યું "જા, તારી છોડી સાજી થઈ છે." ઇસુએ આ બાઇને જે કહ્યું તે તેણે ખરૂં માન્યું એવું શા પરથી દેખાય છે? તે ઘેર ગઇ અને પોતાની છોડીને સાજી થએલી જોઇ ત્યારે તેણે શું કર્યું તે વિષે તમે શું ધારો છો? હું તો ધારૂં છું કે, તેણે પોતાની દીકરીને હાથમાં લઇને પ્રભુનો ઉપકાર માન્યો હશે, કેમકે પ્રભુએ તેની પ્રાર્થના સાંભળીને આવી અજાયબ રીતે તેની દીકરીને સાજી કરી હતી.

**વાર્તાની છેવટમાં.**—જ્યારે સ્ત્રી ઇસુ પાસે આવી ત્યારે તેણે શું કર્યું તેણે શું કહ્યું? તેનો જવાબ આપણ બધાં સાથે બોલીએ—"પગે લાગીને કહ્યું કે, ઓ પ્રભુ, મને મદદ કર" (સોનેરી વાકય.)

ઇસુ આપણુને મદદ આપવાને ચાહે છે. તે ચાહે છે કે આપણે આ સ્ત્રીની માફક તેના ઉપર પ્રીતિ કરીએ ને તેના પર વિશ્વાસ કરીએ. તે ચાહે

છે કે આપણાં અંતઃકરણમાંથી સર્વ ભુંડા વિચાર નીકળી જાય. શું એવું કરવાની શક્તિ તેનામાં છે એવો તમારો વિશ્વાસ છે? આપણે શું હમણાંજ તેની પ્રાર્થના કરીને નહિ માગીશું કે, "હે પ્રિય ઇસુ, અમારાં અંતઃકરણમાંથી પાપી વિચાર કાઢી અમે સારાં થઇએ એવી અમારી સાહ્ય કર."

**સોનેરી વાક્ય.**—"તેણે આવીને તેને પગે લાગીને કહ્યું કે, ઓ પ્રભુ, મને મદદ કર." માત્થી ૧૫; ૨૫.

---

# પાઠ ૪૬મો.

## કેદખાનામાંથી પીતરનો છૂટકારો.

પ્રે. કૃ. ૧૨; ૧-૧૯.

**શિક્ષકોની તૈયારી.**—શાસ્ત્રની વાતો સરળ અને સુબોધદાયક છે. આ પાઠ પ્રાર્થના સંબંધીનો છે. આજના વાંચનપાઠની પાંચમી કલમમાં મંડળીએ કરેલી પ્રાર્થના આપવામાં આવી છે તેનું જરા વધુ સ્પષ્ટિકરણ કરવું તે ઠીક છે.

**વાર્તાનો હેતુ.**—બીજાઓને માટે કરેલી પ્રાર્થનાનો પ્રભુ ઉત્તર આપે છે તે દર્શાવવાનો.

**આરંભ.**—જે માણસે પાણી પર ચાલીને ઇસુ પાસે જવાનું કર્યું તે તમને યાદ છે? એ સિવાય પીતરે કંઇ બીજું કામ કર્યું છે? મંદિરના દરવાજા આગળ બેસનાર લંગડાને શું તેણે સાજો કીધો ન હતો? હવે એજ પીતરને પ્રભુએ બંદીખાનામાંથી કેવી રીતે છોડાવ્યો તે વિષેની વાર્તા આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**પીતર બંદીખાનામાં.**—પીતર તે એક મોટો ઉપદેશક હતો. તે હમેશાં ઇસુ વિષેનો ઉપદેશ કરતો હતો. કેટલાક માણસો તેની વાત સાંભળવા ચહાતા હતા, પણ કેટલાક માણસો તેની વાત સાંભળીને ગુસ્સે થતા હતા. પીતર ઇસુ વિષે ઉપદેશ કરે છે એવું જયારે રાજાએ સાંભળ્યું

ત્યારે તે ઘણો ગુસ્સે થયો. તેને પકડી મંગાવવા સિપાઇઓ મોકલ્યા. રાજાના હુકમ મુજબ તેઓએ તેને પકડીને કેદખાનામાં નાખ્યો, અને કોઈ પણ રીતે નાસી ન જાય માટે તેને અંદરના કેદખાનામાં પુર્યો, ને સોળ સિપાઈઓની એક ટુકડી તેની ચોકી કરવાને મુકી, એટલુંજ નહિ પણ બે સાંકળોથી તેને બાંધ્યો. આવી સ્થિતિમાં રહેવું તે શું પીતરને ઠીક લાગ્યું હશે? શું તે ગભરાઇ ગયો હતો? શું તે છેક નિરાશ થઇ બેઠો હતો? ના, ના; આપણે તો એમ કરીએ, પણ પીતરે તેમ કીધું નહિ; કેમકે તે જાણતો હતો કે, પ્રભુ મારી મદદ કરશે. આ વખતે પીતરે પોતાના મનમાં વિચાર કર્યો હશે કે બીજા ખ્રીસ્તીઓ અને મારા મિત્રો શું કરતા હશે?

**મંડળી પ્રાર્થના કરે છે.**—તેઓ શું કરતા હતા તે હું તમને કહીશ. તેઓ પીતરને ભૂલી ગયા ન હતા, પણ કોઇ એક જણને ત્યાં એકઠા થઇને પીતરને માટે પ્રાર્થના કરતા હતા. પીતરને બંદીખાનામાંથી છોડાવવાની શક્તિ તેમનામાં ન હતી, પણ તેઓ સર્વશક્તિમાનની પ્રાર્થના કરવા લાગ્યા.

**પીતરનો છુટકારો.**—પીતર કેદખાનામાં રહ્યો એટલો વખત મંડળી એકત્ર થઇ તેને માટે રોજ પ્રાર્થના કરતી હતી. જે લોકો પીતરને મારી નાખવા ચાહતા હતા તેમના હાથમાં પીતરને સોંપવાને રાજા ખુશી હતો. આવા સંજોગમાં પીતરને છૂટવાનો કોઇ માર્ગ હતો? ના. કેદખાનાની અંદર બે સિપાઇઓ પીતર સાથે રહી તેની ચોકી કરતા હતા. કેદખાનાની કોટડીને બારણે મોટું તાળું મારવામાં આવ્યું હતું, અને બે સિપાઈઓ દરવાજે પહેરો ભરતા હતા એટલુંજ નહિ પણ આંગણામાં બીજા બાર સિપાઇઓ હતા તે તો જૂદા. વળી એક મોટો લોઢાનો દરવાજો હતો. તે એટલો મોટો ને ભારે હતો કે એક માણસ તેને ઉઘેડી શકે નહિ, અને આ દરવાજો જ્યારે ઉઘાડવામાં આવતો હતો ત્યારે એટલો બધો અવાજ થતો હતો કે, હરકોઇ આ અવાજ સાંભળીને ઉંઘમાંથી જાગી ઉઠે; અને એમ કેવળ પરમેશ્વરની સાહ્ય વગર પીતર ત્યાંથી નીકળી શકે એવો એકે માર્ગ ન હતો. પણ પીતર તો આથી બીલકુલ ગભરાયો ન હતો, "તે બે સિપાઇઓ વચ્ચે બે સાંકળોથી બંધાયલો ઉંઘતો

હતો" એવામાં એકાએક દૂત આવ્યો. (આ વખતે શું શું બન્યું તે શાસ્ત્રના શબ્દોમાં છોકરાંને કહો). પીતરને દૂતે શું કર્યું, દૂત શું બોલ્યો, પીતરે શું કહ્યું, તેઓ બંને કેવી રીતે રસ્તે રસ્તે ચાલ્યા, લોઢાને દરવાજે આવ્યા ત્યારે શું બન્યું, આ દરવાજો ઓળંગ્યા બાદ શું બન્યું, દૂત ક્યારે પાછો ગયો, વિગેરે વાતો તેમજ પીતરને લાગેલી દેહેશત અને આશ્ચર્ય સાથેનો આનંદ છોકરાં તમારા ચહેરામાં જુએ એવી રીતે જો આ વાત કહેશો તો છોકરાંના મનમાં પણ પીતર વિષેની લાગણી ઉત્પન્ન થશે.

**પીતર પોતાના મિત્રો સાથે.**—જ્યારે પીતરને ભાન આવ્યું ત્યારે તેણે પોતાના મનમાં કહ્યું, હવે મારે શું કરવું? પછી તે મોહોલ્લામાં ગૂપચૂપ આગળ ચાલી પોતાનો મિત્ર યોહાન, જેનું બીજું નામ માર્ક હતું, તેને ત્યાં ગયો. પીતરે બારણા આગળ ઉભા રહી કાન ધર્યો તો મંડળી તેને માટે પ્રાર્થના કરતી હતી. પીતરે દરવાજો ઠોક્યો. એક નાની છોડી દરવાજા ગમ દોડી આવીને પુછવા લાગી, કોણ છે? પછી જ્યારે તેણે પીતરનો સાદ ઓળખ્યો ત્યારે આનંદને લીધે દરવાજો ઉઘેડવાનું ભુલી જઈ લોકોને ખબર આપવા દોડી. તેઓએ તેનું માન્યું નહિ. પીતર તો બારણું ઠોક્યાંજ કરતો હતો, એથી બધાં દરવાજા તરફ દોડી આવ્યાં. પછી દરવાજો ઉઘાડતાં તેમને ખાત્રી થઈ કે, આ તો પીતરજ છે! આથી તેઓ ઘણાં અજાયબ થયાં. પીતરને ઘરમાં લીધો ને ત્યાર પછી પીતરે જે બધી વાત બની હતી તે વિગતવારે તેમને કહી સંભળાવી. આ સાંભળી બધાં વિસ્મય થયાં (કલમ ૧૬, ૧૭).

**વાર્તાની છેવટમાં.**—પીતરને કેદખાનાની બીક કેમ નહિ લાગી હોય? આ વિષે છોકરાં સાથે વાતચીત કરો. પીતર કેદખાનામાં હતો ત્યારે તેના મિત્રોએ તેની સાહ્ય કેવી રીતે કરી? આજ પ્રમાણે આપણા મિત્રો દુઃખમાં આવી પડે તો આપણે શું મદદ આપી નથી શકતા? આપણા મિત્રોનું દુઃખ કેવું છે? આપણું સોનેરી વાક્ય શું કહે છે તે શિખવો.

**સોનેરી વાક્ય.**—"એક બીજાને સારૂ પ્રાર્થના કરો." યાકુ. ૫ ; ૧૬.

---

# પાઠ ૪૭મો.

## પુનરાવર્તન. પાઠ ૪૨-૪૬ સુધી.

**શિક્ષકોની તૈયારી.**—બધા પાઠનું શાસ્ત્રવાંચન અને વાર્તા કાળજીપૂર્વક વાંચો.

**પુનરાવર્તનનો હેતુ.**—જ્યારે આપણે પરમેશ્વરની પ્રાર્થના કરીએ છીએ ત્યારે તે ખુશી થાય છે, અને આપણી પ્રાર્થનાનો ઉત્તર આપે છે એ છોકરાંના મનમાં ઠસાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

૧. દાનીયેલની ભક્તિ કેવી હતી? તે વિષે કોણ બોલશે? એકાદ છોકરૂં આ વાત કહી જાય.

૨. લુદીઆ નદીકાંઠો ભક્તિ કરવા જતી તે વાત તમને યાદ છે કે? શું મંદિરમાં? તે વિષે તમે કહી શકશો? એક જણ આ વાર્તા કહે.

૩. પ્રભુ પ્રાર્થનાનો ઉત્તર આપે છે તે વિષે આપણે ત્રણ વાર્તા શીખ્યાં છીએ. તેમાંની એક તો રાજા વિષે છે. આ રાજાનું નામ શું હતું? તેણે શા સારૂ પ્રાર્થના કરી હતી?

૪. જે સ્ત્રી ઇસુ પાસે આવી પગે પડી ને પ્રાર્થના કરી તેણે પોતાને માટે શું માગ્યું હતું? આ વાત કોણ કહેશે? તમે કહેશો.

૫. પીતરને માટે કોણે પ્રાર્થના કીધી? આ પ્રાર્થના તેઓ શા સારૂ કરતા હતા? તમે તે વાર્તા કહેશો કે? છોકરાંને સોનેરી વાકયો આવડે છે કે નહિ તેની પરીક્ષા કરો.

**વાર્તાની છેવટમાં.**--પુછો કે, તમારામાંના કોણને પ્રાર્થના કરતાં આવડે છે? શાને માટે આપણે પ્રાર્થના કરવી? જે કંઇની જરૂરીઆત હોય તેને માટે, જેમકે માંદગી માટે, શોકમાં હોઇએ તો તેને માટે.

---

# ઈસ્ટરને લગતા પાઠ.

## પાઠ ૪૮મો.

[ઇસ્ટર (પુનરૂત્થાન)ની પહેલાંનો રવિવાર.]

## ઈસુ આપણાં પાપને માટે મરણ સહે છે.

લુક ૨૨; ૩૯–૨૩; ૫૪.

**શિક્ષકોની તૈયારી.**—ઈસુ પકડાયો. તેની ચોકશી કરવામાં આવી અને વધસ્તંભ પર જડાયો તે પ્રસંગે શું શું બન્યું તે વાત સ્પષ્ટ સમજવાને માટે માત્થી ૨૭; ૧–૫૬: માર્ક ૧૫; ૧–૪૧: યોહા. ૧૮; ૨૮–૧૯; ૩૦ વાંચો. આ વાર્તા કહેતાં શાસ્ત્રવાંચનમાં સમાએલી નાની મોટી બધી વાતો કહેવાની જરૂર નથી. એમ કરશો તો આ વાર્તા ઘણી લાંબી થઇ જશે, અને સાંભળનાર ગુંચવણમાં આવી પડશે. માટે ઇસુ ખ્રીસ્તનાં દુઃખો અને તેના મરણની સરળ અને સ્પષ્ટ વાત છોકરાંની નજર આગળ ઉભી રહે એ પ્રમાણે તમારી વાર્તા કહેવાનો પ્રયત્ન કરશો. આ વાર્તા કહેતાં બને તો એક વધસ્તંભ વર્ગમાં લાવવો, અને તેમ નહિ બની શકે તો પાટીઆ પર કે જમીન ઉપર વધસ્તંભનું ચિત્ર કહાડી બતાવો.

**વાર્તાનો હેતુ.**—ઇસુ આપણાં પાપને માટે દુઃખ ભોગવી મરણ પામ્યો તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—તમારાં માબાપે તમને કદિ શિક્ષા કરી છે? તેઓએ તમને કેવી રીતે આ શિક્ષા કરી હતી? આ શિક્ષા કરવાનું શું કારણ હતું? આ શિક્ષાથી શું તમારામાં કંઇ સુધારો થયો ન હતો? ધારો કે, તમારો બાપ સોટી લઇને તમને શિક્ષા કરવા આવે અને તમારાં મા કે ભાઇ કે બેન કે કોઇ મિત્ર વચ્ચે પડીને તમને છોડાવે, ને કહે કે, આ શિક્ષા મને કરો ને તેને જવા દો, તો તે વખતે તમને કેવી લાગણી થશે? ઈસુએ એજ પ્રમાણે તમારે માટે વચ્ચે પડીને દુઃખ ઉઠાવ્યું છે, અને તે વિષેની વાર્તા આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**ઈસુ પકડાયો.**—ઘણાં ઘણાં વર્ષો પૂર્વે એવું બન્યું કે, એક રાત્રે ઇસુ પોતાના બાર શિષ્યો સાથે વાળુ કર્યા પછી એક વાડીમાં પ્રાર્થના કરવાને ગયો. આ વખતે તેના કેટલાક શિષ્યો વાડીમાં તેની સાથે હતા, પણ તેઓ જલદી ઊંઘી ગયા. ઇસુ પ્રાર્થના કરી રહ્યો એવામાં માણુસોનું એક મોટું ટોળું વાડીમાં આવ્યું. તમે સમજો છો કે આ ટોળું ઇસુને પકડવાને આવ્યું છે. કોઇના હાથમાં તરવાર, કોઇના હાથમાં સોટા, તો કોઈના હાથમાં ફાનસ જોવામાં આવે છે. તેઓ ઈસુને કેવી રીતે ઓળખી કાઢે છે, કેવી રીતે તેઓ તેને પકડીને પ્રમુખ્ય યાજક પાસે લઇ જાય છે તે વર્ણવો. શું ઈસુ આ લોકના હાથથી પોતાનો બચાવ કરી શકતો ન હતો? હા, તે કરી શકતો હતો; પણ તેણે તેમ કીધું નહિ. ઘણી વખતે તેણે બીજાઓને સાજા કીધા અને તેઓને બચાવ્યા, પણ આ વખતે તેણે પોતાનો બચાવ કીધો નહિ.

**ઈસુ હાકેમની આગળ.**—પ્રમુખ્ય યાજકને ત્યાં ઈસુ આખી રાત રહ્યો હતો, અને ત્યાં તેઓએ તેને ઘણું દુઃખ દીધું હતું. તેની આંખ ઉપર પાટો બાંધીને તથા તેના મોં પર મારીને તેની હાંસી કરી. તેઓ તેને પુછતા કે, કહી બતાવ, તને કોણે માર્યો? પછી મોટી સવારે લોકોના વડીલોની સભા ભરાઇ, ને ઈસુને ત્યાં લાવવામાં આવ્યો. ત્યાં તેને પુછવામાં આવ્યું કે ‘તું દેવનો દીકરો છે?’ ઇસુએ જવાબ આપ્યો કે ‘તમે કહો છો કે હું તે છું.’ આથી તેઓ ઘણા ક્રોધાયમાન થયા, અને આખો સમુદાય ઉઠીને ઇસુને પીલાત હાકેમ પાસે લઇ ગયો. ખરેખર ઇસુએ તો કંઇજ ભુંડું કર્યું ન હતું, પણ તેઓ તેના પર દોષ મુકતા હતા. તેઓએ પીલાત હાકેમ આગળ ઇસુ વિષે ઘણી જુઠી વાતો કરી. પીલાતની કચેરી—કચેરીમાં ઉભા રહેલા સિપાઇઓ—ઇસુ પર આરોપ મુકવા આવેલા લોકની ગિર્દી—પીલાતની પાસે શાંતપણે ઉભો રહેલો ઇસુ, વિગેરે દેખાવોનું આ જગ્યાએ ચિત્ર આપો. પીલાતે ઇસુની તપાસ કર્યા પછી લોકોને કહ્યું “આ માણસમાં મને કંઇ અપરાધ જડતો નથી.” આથી લોકો વધારે ઉશ્કેરાયા ને તેની વિરૂદ્ધ બુમ પાડવા લાગ્યા. એથી કરીને પીલાતે ઈસુને માંડળિક રાજા હેરોદ

નામના એક બીજા હાકેમને ત્યાં મોકલ્યો. હેરોદ આથી ખુશી થયો, કેમકે તેના મનમાં એવું હતું કે, તેના અહિં આવવાથી તેનો એકાદ ચમત્કાર મારા જોવામાં આવશે. હેરોદે ઘણી વાતો ઇસુને પુછી પણ તેણે કંઇ જવાબ આપ્યો નહિ. આથી તે ઘણો ગુસ્સે થયો, અને ઇસુ તરફ તુચ્છકાર બતાવીને તેને પીલાત પાસે લઇ જવાનો સિપાઇ-ઓને હુકમ આપ્યો. પછી સિપાઈઓએ તેને પકડયો, અને તેના ઠઠ્ઠા કરવા લાગ્યા. તેઓએ તેને રાજપોષાક જેવો ભપકાદાર પોષાક પહે-રાવ્યો. કાંટાનો મુગટ ગુંથીને તેના માથા ઉપર મુકયો અને આ મુગટ એવી રીતે દાબીને મુકયો કે જેથી લોહી વહેવા લાગ્યું. આ બધું દુઃખ ઇસુએ મુંગે મ્હોડે સહન કર્યું. દુઃખ વેઠવાનું તેનું મન હતું એ માટે કે આપણો બચાવ થાય.

**ઇસુ વધસ્તંભ પર.**—આ પ્રમાણે કરીને સિપાઈઓએ ઇસુને પીલાતની પાસે પાછો આણ્યો. પીલાતે લોકોને જણાવ્યું કે, આ માણસમાં મને કંઇ અપરાધ માલુમ પડતો નથી; માટે થોડી ઘણી શિક્ષા કરી હું તેને છોડી દઇશ. આ સાંભળીને તેઓ બુમ પાડી ઉઠયા કે, ના, ના, એને વધસ્તંભે જડાવ, એને વધસ્તંભે જડાવ, ને મારી નાખ. આથી પીલાત લોકોથી બીધો, અને તેણે ઇસુને લોકોને તેમની ઇચ્છા પ્રમાણે કરવાને સ્વાધીન કીધો. પછી તેઓએ એક મોટો ભારે વધસ્તંભ લઇ (વધસ્તંભ બતાવી ખુલાસો કરો) ઇસુની પાસે ઉંચકાવ્યો. પણ વધસ્તંભ ઘણો જાડો અને ભારે હોવાથી તે ઉંચકી શકાયો નહિ, ત્યારે રસ્તે જનાર એક ગરીબ માણસને વેઠે પકડી તેની પાસે મદદ કરાવડાવી. (આ સરઘસનું બ્યાન કરો.) મોહોલ્લાઓ-માંથી પસાર થઇ સરઘસ શહેર બહાર એક ટેકરી પાસે આવી પહોંચ્યું. ત્યાં વધસ્તંભને જમીન ઉપર મુકીને ઇસુને તેના ઉપર સુવાડયો, અને ત્યાર પછી તેઓએ તેના હાથમાં અને પગમાં હથોડી વતી ખીલા માર્યા. અરેરે! આ વખતે ઇસુને કેટલું બધું દુઃખ થયું હશે! તોપણ તેણે તમારે ને મારે માટે સહન કીધું! પછી તેઓએ વધસ્તંભને ઉભો કીધો ને જમીનમાં તૈયાર કરેલા ખાડામાં તેને દાટયો. વળી ઇસુના આ મરણને વધારે શ્રાપિત દેખાડવાને સિપાઇઓ બે ચોરને લાવ્યા, અને તેમાંના

એકને ઇસુની જમણી ગમ અને બીજાને ઇસુની ડાબી ગમ વધસ્તંભે જડયો. સિપાઈઓ અને એકત્ર થએલા દુશ્મનો ફરીને આ વખતે ઇસુની મશ્કરી કરવા લાગ્યા. તેઓ કહે છે કે, તેણે બીજાઓને બચાવ્યા, તો હવે તે પોતાને બચાવે. એક ચોર પણ એજ રીતે ઇસુની મશ્કરી કરી કહેવા લાગ્યો, 'જો તું ખ્રીસ્ત છે તો પોતાને અને અમને બચાવ.' પણ બીજા ચોરે કહ્યું, 'એમ ન બોલ, આપણે તો આપણાં પાપને માટે દુઃખ વેઠીએ છીએ, પણ આ માણસે તો કંઈજ પાપ કર્યું નથી.'

**ઈસુ મરણ પામે છે.**—૭ કલાક સુધી ઇસુએ વધસ્તંભ પર રહીને ભારે દુઃખ સહન કર્યું. એમ છતાં એ સામે તેણે તલમાત્ર વાંધો ઉઠાવ્યો નહિ. પણ જે લોક તેને મારી નાખતા હતા તેમને માટે તેણે પ્રાર્થના કરી કે, "ઓ બાપ, તેમને માફ કર, કેમકે તેઓ જે કંઇ કરે છે તે તેઓ જાણતા નથી." એકાએક આસરે બપોરે ઘોર અંધકાર થયો તેમજ મોટો ધરતીકંપારો થયો. આથી લોકો ભયભીત થયા. પછી ઇસુના કેટલાક મિત્રો, જેઓ તેની પાસે ઉભા હતા તેઓએ તેના અસહ્ય દુઃખમાં બુમ પાડતાં સાંભળ્યો કે, "બાપ, હું આવું છું, મારા આત્માનો સ્વીકાર કર," અને એમ કહીને ઇસુએ પ્રાણ મુકયો એ માટે કે આપણને જીવન મળે.

**ઈસુનું દફન.**—પછી લોકો વેરાઇ ગયા બાદ ઇસુના શબને લઈ જવાને માટે સીપાઈઓએ ઇસુના મિત્રોને રજા આપી. (વધસ્તંભ પરથી તેના શબને ઉતારવા વિષે બયાન કરો.) અરે! બિચારા શિષ્યો કેટલા બધા દુઃખી હતા! તેઓ જાણતા હતા કે ઇસુએ અમારા પર ઘણી પ્રીતિ કરી ને પોતાનો પ્રાણ આપ્યો છે. પછી તેના શબને (લોહીઆળ શબનું બયાન કરો) તેના કેટલાક મિત્રો આવી લાગ્યા, અને ખડકમાં ખોદી કાઢેલી નવી કબરમાં મુકવામાં આવ્યું.

**વાર્તાની છેવટમાં.**—કંઈ પણ ચરચા ન કરતાં સોનેરી વાકય શિખવો. પ્રાર્થના—"હે પ્રિય ઇસુ, અમારે માટે તેં પોતાનો પ્રાણ આપ્યો માટે તારો ઉપકાર માનીએ છીએ. અમે તારા પર પ્રીતિ કરીશું, ને તારી સેવા કરીશું એવું વચન તને આપીએ છીએ."

**સોનેરી વાકય.**—"લેખો પ્રમાણે ખ્રીસ્ત આપણાં પાપને સારૂ મરણ પામ્યો." ૧ કરીં. ૧૫; ૩.

---

## પાઠ ૪૯મો.

(ઈસ્ટર સન્ડે).

### પુનરૂત્થાનની પહેલી પ્રભાત.

લુક ૨૩; ૫૫—૨૪; ૧૨.

**શિક્ષકોની તૈયારી.**—માત્થી ૨૭; ૫૭—૨૮; ૧૫. માર્ક ૧૫; ૪૨—૧૬; ૧૧. યોહા. ૧૯; ૩૧—૨૦; ૧૮ વાંચો. પુનરૂત્થાનની સવારમાં જે જે બનાવો બન્યા તેનો ચોકસ અનુક્રમ આપણે કહી શકતા નથી, પણ પહેલા વર્ષના ૩૬મા પાઠમાં શિક્ષકોની તૈયારીમાં જે અનુક્રમ આપવામાં આવ્યો છે તે ઘણું કરીને બરાબર છે. યહુદી લોકો તે વખતમાં શબને ખડકની ગુફામાં દાટતા હતા. કોઈ પણ ખડકની ગુફામાં એક મોટી કબર (કોટડી જેવડી) ખણી કાઢવામાં આવતી હતી કે જેમાં ઘણી કબરો થઇ શકતી હતી. જ્યારે શબ ધુળ થઈ જાય ત્યારે હાડકાંને એક વાસણમાં ભરી રાખતા, અને કબરને બીજું મુડદું મૂકવાને ખાલી કરતા હતા કે તે કબર ફરીને ઉપયોગમાં લઈ શકાય, અને એમ એક કબરમાં ઘણાં મુડદાં દાટી શકતા હતા. પણ ઇસુને જે કબરમાં દાટવામાં આવ્યો તે કબર નવીજ હતી; તેમાં હજુ સુધી કોઈનું શબ મુકાયું ન હતું. કબરો જે ગુફામાં હતી તે ગુફાનો દરવાજો હમેશાં એક મોટા પત્થરથી બંધ કરવામાં આવતો હતો, પણ અંદરની કબરો તો ખુલ્લીજ રહેતી હતી. આ દરવાજાનો પત્થર પાંચ કે ૭ ફુટ લાંબો અને એટલો બધો વજનદાર હતો કે મુશ્કેલીથી તે ખસેડી શકાય. આ પત્થર તે ઘંટીના પડની માફક ગોળ હતો અને તેને ગબડાવવા માટે ખડકમાં એક વાટ ખોદી કાઢવામાં આવતી હતી કે જેથી કરીને આ પત્થર ઉંચકીને નહિ પણ ગબડાવીને ગુફા ઉઘેડવામાં અને બંધ કરવામાં આવતી હતી. વળી જો કોઇને પત્થરથી ગુફા બંધ કરી મુદ્રા કરવી હોય તો તેમ પણ થઈ શકતું હતું.

યહુદી લોકમાં દિવસ ગણવાની રીત આપણા કરતાં જુદી હતી. આપણે તો રાતના બારથી બીજી રાતના બાર સુધીનો એક દિવસ ગણીએ છીએ, પણ યહુદી લોકો તો એક સાંજથી બીજી સાંજ સુધીનો એક દિવસ ગણતા હતા. આથી કરીને યહુદી લોકનો સાબ્બાથ દિવસ શુક્રવારની સાંજના ૭ વાગ્યાથી તે શનિવારની સાંજના ૭ વાગ્યા સુધીનો ગણાતો હતો. ઇસુ શુક્રવારની સવારે વધસ્તંભે જડાયો. અને ત્રીજે પહોરે મરણ પામ્યો, તેથી ઇસુના મિત્રોએ દોડમદોડા કરીને દફનની તૈયારી કરી, એ માટે કે ઇસુના શબને સાબ્બાથવાર બેસે તે પહેલાં કબરમાં મુકવામાં આવે, અને તે પ્રમાણે તેઓએ ઘણી ઉતાવળથી તેનું દફન કીધું, જેથી કરીને સારી રીતે સુગંધી તેલ વગેરે તેના શબને લગાડવાનું કામ રવિવારની સવાર પર મુલતવી રાખવામાં આવ્યું. જો કે શનિવારે સાંજના ૭ વાગે સાબ્બાથ દિવસ પુરો થાય છે, તોપણ અંધારામાં બરાબર કામ નહિ થાય એમ સમજી તેમણે રવિવારની સવાર આ કામને માટે પસંદ કરી; માટે રવિવારની સવારમાં મુલતવી રાખેલું કામ કરવાને તેઓ કબર પર જાય છે.

**વાર્તાનો હેતુ.**—ઇસુ ખ્રીસ્ત તે દેવ હતો, અને મરણ ઉપર તેનો અધિકાર હતો તે દર્શાવવાનો.

**આરંભ.**—ઇસુ વધસ્તંભ પર કેવી રીતે મરણ પામ્યો તે વિષે મેં તમને ગયા અઠવાડીઆમાં કહ્યું હતું. ઇસુના શબને તેના મિત્રો કયાં લઇ ગયા હતા તે તમને યાદ છે? આપણે આપણાં સંબંધીઓ કે મિત્રોનાં શબ કબરમાં મુકીએ છીએ ત્યાંથી તેઓ પાછાં ઘેર કદિ આવે છે? પણ ઇસુ કબરમાંથી ઉઠીને ઘેર પાછો આવ્યો તે વિષેની વાર્તા આજે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**વિશ્વાસુ સ્ત્રીઓ.**—ઇસુ ઉપર પ્રીતિ રાખનાર ઇસુના ઘણા શિષ્યો હતા, અને તેમાં કંઇ નવાઇની વાત નથી, કેમકે ઇસુએ તેમને માટે ઘણું ઘણું કર્યું હતું. આ ઇસુના મિત્રમંડળમાં કેટલીએક સ્ત્રીઓ પણ હતી. તેઓ ઇસુની પાછળ ઘણે છેટે છેટેથી આવેલી હતી. ઇસુ

મરણ પામ્યો છે અને હવે તેઓ તેને માટે શું કરી શકે? માત્ર તેઓ જે કંઇ કરી શકે તે એજ હતું કે તેના શબને ફુલ નાખી સુગંધીઓ લગાડી પોતાની પ્રીતિ દર્શાવે. પણ ઈસુના મરણ પછીનો દિવસ સાબ્બાથ દિવસ હોવાથી તેઓએ તે દિવસ વિસામો લીધો, અને રવિવારની મોટી સવારે અજવાળું થતાં પહેલાં તેઓ બધા પ્રકારની તૈયારી કરી કબરે ગઈ. મોટી સવારમાં સ્ત્રીઓ કેવી રીતે એકઠી થઇ હશે, તેઓએ સુગંધીઓની તૈયારી એટલી વહેલી કેવી રીતે કરી હશે, કેટલી બધી ઉતાવળથી તેઓ શહેર બહાર ગઈ હશે, રસ્તે ચાલતાં તેઓએ ઈસુ વિષે કેવી વાતચીત કરી હશે, કબર પરનો ભારે પત્થર આપણે માટે કોણ ખસેડશે, આ કબર આપણે કેવી રીતે શોધી કાઢીશું વિગેરે વાતોનું આ જગ્યાએ સચિત્ર વર્ણન કરો.

**કબર પાસે.**—કબર પાસે આવતાં તેઓ સાનંદાશ્ચર્ય પામી જુએ છે તો કબર પરનો પત્થર કોઇએ ગબડાવેલો છે, ને કબર ઉઘાડી પડી છે! પછી તેઓ કબરમાં પેસે છે તો ત્યાં શબ જોવામાં આવતું નથી! આ વખતે સ્ત્રીઓને કેવી લાગણી થઇ હશે, અને તેઓએ એક-બીજાને કેવી કેવી વાત કરી હશે તે વિષેનો વિચાર કરો.

**દૂતો.**—સ્ત્રીઓ આશ્ચર્યથી એક બીજાને આ પ્રમાણે વાત કરે છે એટલામાં ચળકતાં લુગડાં પહેરેલા બે પુરૂષ કબર ઉપર બેઠેલા તેમના જોવામાં આવ્યા. સ્ત્રીઓ આ જોઇને સ્તબ્ધ બની ગઇ, ને આમતેમ ખસી શકતી નથી. ત્યારે આ પુરૂષો બોલ્યા, 'તમે બીશો મા, તમે મુએલાંમાં જીવતાને કેમ શોધો છો? ઇસુ જીવતો થઇ ઉઠયો છે માટે તમે શહેરમાં જાઓ, અને શિષ્યોને ખબર આપો.'

**શિષ્યોને ખબર આપવામાં આવે છે.**—દૂતોએ સ્ત્રીઓને જેમ કહ્યું હતું તેમ તેઓએ શિષ્યોને જઇ ખબર આપી. આ સાંભળી શિષ્યોમાં ખળભળાટ થયો. તેઓ સ્ત્રીઓની આસપાસ વિંટળાઇ વળ્યા, ને ઉપરાછાપરી જુદા જુદા સવાલો પુછવા લાગ્યા. તમે શું જોયું? તમે શું કર્યું? તમને શું કહ્યું? વિગેરે, કેમકે સ્ત્રીઓએ જે કહ્યું તે તેમના માનવામાં આવ્યું નહિ. સ્ત્રીઓએ તો તેમના ઘણા સવાલોના જવાબમાં માત્ર જે જોયું હતું અને સાંભળ્યું હતું તેજ તેમને કહ્યું. પણ આથી

તેમને કંઈ સંતોષ વળ્યો નહિ ને કહેવા લાગ્યા કે, સ્ત્રીઓ તે સ્ત્રીઓ; આપણે જાતે તપાસ કરવી જોઈએ.

**પીતર કબરે જાય છે.**—પીતરને સ્ત્રીઓનું કહેવું ખરૂં લાગ્યું નહિ, માટે તેણે ઠરાવ કર્યો કે હું જાતે જઇને આ બાબતની તપાસ કરીશ, તેથી બીજાઓને ત્યાં પડતા મૂકીને પોતે કબર તરફ દોડી ગયો; ને ત્યાં જઇ જોતાં માત્ર ઈસુના શબને જે લુગડાંએ લપેટયું હતું તે લુગડાં તેના જોવામાં આવ્યાં. પછી પીતર આ બધાનો શો અર્થ હશે એવો વિચાર કરતો કરતો પાછો ફર્યો. ઇસુ તો સજીવન થઇ ઉઠયો હતો. પીતરને ઇસુને જોવાનું ઘણું મન હતું, પણ ઇસુ આ વખતે પીતરને દેખાતો નથી.

**વાર્તાની છેવટમાં.**—ઇસુના મરણ પછી શું બન્યું? તેને કબરમાં મુકવામાં આવ્યો. કબરમાં મુકયા પછી શું થયું? તે સજીવન થઇ ઉઠયો. સોનેરી વાકય શિખવો.

**સોનેરી વાકય.**—"લેખો પ્રમાણે તે દટાયો, ને ત્રીજે દહાડે ઉઠયો." ૧ કરીં. ૧૫; ૪.

---

## પાઠ ૫૦મો.

(ઇસ્ટર પછીના પહેલા રવિવાર માટે.)

### પુનરૂત્થાનની સાંજ.

લુક ૨૪; ૧૩-૩૯.

**શિક્ષકોની તૈયારી.**—આ પાઠ તે પાછલા પાઠનો એક ભાગ છે. એટલે પુનરૂત્થાનની સવારમાં જે બન્યું તે પાછલા પાઠમાં લખવામાં આવ્યું છે અને પુનરૂત્થાનની સાંજે જે બન્યું તે આજના પાઠમાં લખવામાં આવ્યું છે. સજીવન થઇ ઈસુએ પોતાના શિષ્યોને દર્શન દઇ તેમની સાથે આમતેમ ફરી ફરી જે જે વાતચીત કીધી, તે પર આ પાઠમાં વિશેષ ભાર મુકવામાં આવ્યો છે. તે જીવતો થઇને ઉઠયો છે તેમાં બીલકુલ શક નથી; એ વાત પર ભાર દેવો, કેમકે

ઘણાએ તેને પ્રત્યક્ષ જોયો હતો ને સાધારણ માણસની માફક તેની સાથે વાતચીત કીધી હતી. ખરેખર ઇસુના શરીરમાં હાલ ઘણો ફેરફાર થયો હતો. તેનું શરીર દિવ્ય બન્યું હતું. પણ જો તમે આ વિષે વિશેષ ચર્ચા છોકરાં આગળ કરશો તો વખતે છોકરાં ગુંચવણમાં પડી જશે, માટે આ વાત સમજાવતાં ૧ કરીં. ૧૫; ૩૫-૫૮ સુધી વાંચીને છોકરાંને આનંદ ઉપજે એવી રીતે પુનરૂત્થાન પામેલું માર્મિક શરીર કેવું છે તે વિષેની માહિતી આપશો. પણ આજના પાઠનો મુખ્ય વિષય તે તો ઇસુ સજીવન થઈ ઉઠયો છે તે છે, તે ધ્યાનમાં રાખી આ પાઠ શિખવશો.

**વાર્તાનો હેતુ.**—ઇસુ જીવતો થયો અને શિષ્યોની સાથે બીજા માણસની માફક ખાધું પીધું, ઉઠયો બેઠો અને વાતચીતો કીધી તે દર્શાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—ઇસુ જીવતો થઇને ઉઠયો છે એ વિષેનો ગયા અઠવાડીઆનો પાઠ તમને યાદ છે કે? રવિવારની મોટી સવારે શિષ્યોના સમજવામાં આવ્યું કે તે વધુ વખત મરણને આધીન રહ્યો નહિ, પણ આજે રવિવારની સાંજે શું બન્યું તે વિષે હું તમને કહેવાનો છું.

**વાર્તા.**

**એમ્મૅાસ ગામના રસ્તા પર.**—રવિવારની સવારમાં પીતર તથા બીજી સ્ત્રીઓને માલમ પડયું કે, ઇસુ કબરમાંથી ઉઠયો છે અને તેજ દિવસે ઇસુના મિત્રોમાંના બે જણ એક કલીઓપાસ અને એક બીજો માણસ યરૂશાલેમથી ચારેક ગાઉ દૂર આવેલા એમ્મૅાસ નામના ગામ તરફ જતા હતા, અને તેઓ આજે જે બનાવ બન્યો હતો તે વિષે, એટલે ઇસુના મરણ વિષે–દફન વિષે–સ્ત્રીઓના જોવામાં જે આવ્યું તે વિષે–પીતરે કબરને ખાલી જોઈ તે વિષે વાતો કરતા કરતા જતા હતા. આ વાર્તામાં તેઓ એવા તલ્લીન થઇ ગયા હતા કે એક માણસ ચાલતો ચાલતો છેક તેમની પાસે આવ્યો ત્યાં સુધી તેઓએ તેને જોયો નહિ.

**ઇસુ બે માણસ સાથે ચાલે છે.**—આ બે માણસોની સાથે ચાલનાર જે માણસ તે ઇસુ હતો, પણ તેઓએ તેને ઓળખ્યો નહિ.

તેઓ સમજ્યા કે આ કોઇ વટેમાર્ગુ હશે. સાથે ચાલનાર માણસે તેમને પુછયું કે તમે એકબીજા સાથે શી વાત કરો છો? આ સાંભળીને તેઓ અજાયબ થયા ને તેની સામે જોવા લાગ્યા. તે જોઇ ઇસુ તેમને પુછે છે કે, તમે કેમ ઉદાસ થઇ જોયા કરો છો? તેઓ જવાબ આપે છે કે, શું યરૂશાલેમમાં રહેનારાઓમાંનો તું એકલોજ આ વાતોથી અજાણ્યો છે? તું કોઇ પરદેશી માણસ દેખાય છે? ઇસુએ કહ્યું કે, કઇ બીનાઓ? તેઓએ તેને કહ્યું કે 'ઇસુ નામનો અમારો એક મહાન ગુરૂ હતો કે જેની અમે સેવાભક્તિ કરતા હતા અને તેના વિષે અમારી મોટી મોટી વાતોની આશા હતી. પણ મુખ્ય યાજકોએ તથા દુષ્ટ લોકોએ તેને પકડી વધસ્તંભે જડી મારી નાખ્યો હતો, પણ આજ સવારે તેના વિષે ઘણી અજાયબ વાત સાંભળવામાં આવી છે. એટલે કેટલીક સ્ત્રીઓ આજે મોટી સવારે કબર પર ગઇ (આ જગ્યાએ સ્ત્રીઓ ત્યાં ગઇ ત્યારે શું શું બન્યું તે યાદ કરાવો), ને તેઓ ત્યાંથી પાછી આવીને કહેવા લાગી કે, 'ઇસુ સજીવન થઇને ઉઠયો છે.' વળી બે દૂત જેઓ અમને કબર પર મળ્યા તેમણે પણ અમને એજ વાત કરી. હજી કોઇએ તેને દીઠો નથી ને તેની સાથે વાતચીત કરી નથી, અને આ બાઇઓના કહેવા ઉપર વિશ્વાસ રાખવો કે નહિ તે કંઇ સમજાતું નથી. વળી એ ઉપરાંત પીતર પણ કબર પર ગયો હતો અને તેણે પણ એજ જાતની ખબર આપી છે. આ પ્રમાણે આ બનાવ એવો અજાયબ રીતે બન્યો છે કે અમો તેમાં કંઇ સમજી શકતા નથી. પછી તે માણસે કહ્યું, 'ઓ અણુસમજુઓ, તમારા ભવિષ્યવાદીઓએ જે કહ્યું હતું તે, એટલે ખ્રીસ્તે બધું સહેવું ને પોતાના મહિમામાં પેસવું એ શું તમે નથી સમજતા?' પછી તે માણસે એ સંબંધીનો બધો ખુલાસો કરી બતાવ્યો.

**તે બે માણસ સાથે ઈસુ જમે છે.**—આટલી વાતચીત થતાં તેઓ એમ્મૌસ ગામ આગળ આવી પહોંચ્યા. આ બંને માણસો અહિં ઉભા રહ્યા પણ પેલો માણસ આગળ ચાલવા લાગ્યો. પણ તેઓએ કહ્યું કે, સાંજ પડવા આવી છે માટે આજની રાત અમારી સાથે રહે. પછી તે માણસ તેમની સાથે તેમને ઘેર ગયો. થોડી વાર પછી તેઓ ત્રણે જમવા બેઠા ને તે માણસે જેમ પાંચ હજાર માણસોને જમાડતાં

રોટલી લઇ સ્તુતિ કરી ભાંગી હતી, તેમ રોટલી લઇને સ્તુતિ કરી ભાંગી. આ ઉપરથી તે બંને માણસો સમજ્યા કે આ કોઇ પરદેશી નવોસવો માણસ નથી પણ તે ઇસુ છે. પણ એટલામાં ઈસુ અલોપ થઇ ગયો, અને તેઓ એક બીજાને કહેવા લાગ્યા કે, આપણે પ્રથમજ તેને ઓળખવો જોઈતો હતો, કેમકે જ્યારે તે આપણી સાથે રસ્તે વાત કરતો હતો ત્યારે શું આપણાં મન ઉલ્લાસી નહોતાં થયાં?

**શિષ્યોનો આનંદ.**—પછી કલીઓપાસે પેલા સાથેના માણસને કહ્યું, ચાલો, આપણે યરૂશાલેમ જઇએ અને શિષ્યોને આ બધી વાતની ખબર આપીએ. પછી તેઓ કેવા તાકીદે જાય છે અને કેવા એકદમ શિષ્યોના ઘરમાં પેસી જઈને બોલી ઉઠે છે કે ઇશ્વરની સ્તુતિ કરો, કેમકે અમને ખાત્રી થઈ છે કે, ઇસુ સજીવન થઇને ઉઠયો છે. અમે તેને નજરે જોયો છે ને તેની સાથે મોઢેમોઢે વાતચીત કરી છે, એટલુંજ નહિ પણ તેની સાથે જ્યારે તે અમારી સાથે જમવા બેઠો ત્યારે તેણે રોટલી લઇ, આશીર્વાદ માગ્યો ત્યારે અમે તેને ઓળખ્યો કે તે ઇસુ છે. પછી શિષ્યોએ આ બંને જણને કહ્યું કે, અમારી પણ ખાત્રી થઇ છે કે તે સજીવન થઇ ઉઠયો છે, કેમકે પીતરે પોતે તેને જોયો ને તેની સાથે વાતચીત પણ કરી છે. હવે ઇસુ જીવતો થઇ ઉઠયો છે એ જાણી તેઓનો શોક જતો રહે છે અને તેઓ સર્વને ઘણોજ આનંદ થાય છે.

**વાર્તાની છેવટમાં.**—સોનેરી વાકય શિખવો. પ્રાર્થના—"હે પ્રિય ઇસુ, તું જીવતો થઇને ઉઠયો છે, તેથી અમને ઘણો આનંદ થાય છે. તું અમારી પાસે આવ, અમારી સાથે ચાલ અને અમારી સાથે બોલ."

**સોનેરી વાકય.**—"હું મુઓ પણ હતો, ને જુઓ, સદાકાળ સુધી જીવતો છું." પ્રક. ૧; ૧૮.

---

# પાઠ ૫૧મો.

## (ઇસ્ટર પછીના બીજા રવિવાર માટે.)

## સમુદ્ર કિનારા પરના માછીઓ.

**યોહા. ૨૧ ; ૧-૧૪.**

**શિક્ષકોની તૈયારી.**—પુનરૂત્થાન પછી ઇસુ બીજા કોને દેખાયો તે જાણવા માટે યોહા. ૨૦ ; ૧૯-૨૯ વાંચો. આજના પાઠમાં અને પાછલા ત્રણ પાઠનું પુનરાવર્તન કરી છેવટમાં આજની ટુંક અને રસિક વાર્તા કહી જાઓ.

**વાર્તાનો હેતુ.**—ઇસુ પાપોને માટે મરણ પામ્યો, પણ મુએલાં-માંથી તે સજીવન થઇ ઉઠ્યો છે એ વાત બરાબર ઠસાવવાનો.

**છોકરાંને માટે પાઠનો નમુનો.**

**આરંભ.**—ઇસુ વિષેની ઘણી વાતો શું આપણે શીખ્યા નથી? તે પાણી પર ચાલ્યો—તોફાન શાંત કર્યું—પાંચ હજારને જમાડ્યા—આંધળાને દેખતા કીધા—માંદાને સાજા કીધા—કોઢીઆને શુદ્ધ કીધા—નાની છોડીને જીવતી કરી વિગેરે તેનાં આશ્ચર્યકારક કામો તેમજ તેના આશ્ચર્યકારક જન્મ વિષે ઘણી વાતો શીખ્યાં.

આપણે માટે ઇસુએ દુ:ખ સહન કર્યું, ને મરણ પામ્યો તે વાત ત્રણ અઠવાડીઆ પહેલાં આપણે શીખ્યા હતા તે વાત એકાદ છોકરો કહી જાય.

ઇસુ મરણ પામ્યો અને કબરમાં મુકાયો પણ શું તે તેમાંજ રહ્યો? ના. એ વાત આપણે કેવી રીતે જાણીએ છીએ? સ્ત્રીઓ કબર પર ગઇ ને ત્યાં જે બનાવ બન્યો તે કોઇ કહી શકે? બે શિષ્યો એક ગામથી બીજે ગામ જતા હતા ત્યારે રસ્તામાં ઇસુ તેમને મળ્યો તે વાત તમે કહેશો કે? હવે આજે પુનરૂત્થાન પછી ઇસુ જે લોકને દેખાયો તે વિષેની એક વધુ વાર્તા તમને કહેવાનો છું.

વાર્તા.

**માછીઓ.**—એમ્માઉસ તરફ જનારા બે માણસોએ ઇસુને જોયો ત્યાર પછી થોડા દિવસ પર પીતર, યોહાન, યાકુબ અને બીજા કેટલાક શિષ્યો સમુદ્રકાંઠે ગયા. તેઓએ ઘણા દિવસથી ઇસુને જોયો ન હતો, તેથી તેના વિષે તેઓ ચિંતામાં હતા કે તેનું શું થયું હશે. (છોકરાંને પુછો કે, પીતર, યોહાન અને યાકુબનું ઇસુએ તેડું કર્યું તે પહેલાં તેઓ શું કરતા હતા? જો તેઓ ન કહી શકે તો તમે કહો). પીતરે બીજા શિષ્યોને કહ્યું, હું માછલી પકડવા જાઉં છું. ત્યારે તેઓએ કહ્યું કે, અમે પણ તારી સાથે આવીએ છીએ; તેથી તેઓ બધા સાથે ગયા. માછલી પકડવા લાગ્યા ત્યારે સાંજ પડી હતી. તેઓએ આખી રાત મહેનત કરી પણ કશું હાથમાં આવ્યું નહિ, તેથી સવાર થતાં તેઓ ઘણા થાકી ગયા હતા, ને આખી રાતની મહેનત ને ટાઢથી તેઓને કકડીને ભુખ લાગી હતી.

હજી પુરૂં અજવાળું થયું ન હતું એવામાં શિષ્યો કિનારા તરફ આવે છે, તો કિનારા ઉપર કોઇ માણસ દેવતા સળગાવીને કંઈ શેકે છે એવું તેમના જોવામાં આવ્યું. (આ માણસ તો ઇસુ હતો, પણ તેને તેઓએ ઓળખ્યો નહિ). પછી તેઓ અગ્નિ તરફ આવવા લાગ્યા. જ્યારે તેઓ પાસે આવ્યા ત્યારે ઇસુ તેમને કહે છે કે, "છોકરાઓ, તમારી પાસે કંઇ ખાવાનું છે?" તેઓએ કહ્યું, ના. પછી ઇસુએ તેને કહ્યું હોડીની જમણી ગમ જાળ નાખો. તેઓએ ઇસુના કહેવા પ્રમાણે કર્યું, અને જાળમાં એટલી બધી માછલી ભરાઇ કે તેઓ તેને ખેંચી નહિ શકયા. આ જોઈ યોહાને પીતરને કહ્યું, એ તો પ્રભુ છે. પીતરને આ સાંભળતાંજ ઇસુને મળવાની એટલી બધી જીજ્ઞાસા ઉત્પન્ન થઇ કે પોતાનો અંગરખો પણ બરાબર પહેર્યાં વગર તે પાણીમાં ઇસુ પાસે જવાને કુદી પડયો, ને કાંઠા ઉપર આવ્યો ને ત્યાર પછી બીજા બધા શિષ્યો માછલાંની ભરેલી જાળ ખેંચતા ખેંચતા કાંઠા પર આવ્યા.

**અગ્નિ ઉપર ખાવાનું.**—જ્યારે તેઓ કિનારે ઉતર્યાં ત્યારે અગ્નિ ઉપર માછલી શેકાતી તથા રોટલી તૈયાર થએલાં દીઠાં. ઇસુએ કહ્યું, તમે હમણાં પકડી છે તેમાંથી થોડી માછલી લાવો. (ત્યાર પછીની વાત શાસ્ત્રમાં નવી રીતે લખવામાં આવી છે તેવી રીતે કહો. કલમ ૧૧ ને ૧૨).

**વાર્તાની છેવટમાં.**—તમને શું નથી લાગતું કે આ માણસોને ઘણો આનંદ થયો હશે? ઇસુ આ વખતે તેમની સાથે જમ્યો તેનું શું કારણ? એ માટે કે શિષ્યો જાણે કે ઇસુ સજીવન થઇ ઉઠયો છે અને તે અમારા ઉપર ઘણો પ્યાર રાખે છે એટલુંજ નહિ પણ અમારી સાહ્ય કરવાની શક્તિ હજુ તેનામાં છે. સોનેરી વાકય શિખવો.

**પ્રાર્થના.**—"હે પ્રિય ઇસુ, અમે તારા પર પ્રીતિ કરીએ છીએ. અમે ખરા જીવવંત ખ્રીસ્તીઓ થઇએ એવી અમારી સાહ્ય કર."

**સોનેરી વાકય.**—"હું જીવું છું, માટે તમે પણ જીવશો." યોહા. ૧૪; ૧૯.

---

## પાઠ ૫૨મો.

### નાતાલની વાર્તા.

આજને માટે પાઠ ૧૫મો પસંદ કરો, અને દૂતોએ ગાએલું ગાયન, અને ઘેટાંપાળકોએ બાળક ઇસુની કરેલી મુલાકાત એવી મનોરંજક રીતે કહો કે, જેમ ઇસુના જન્મથી ઘેટાંપાળકોને આનંદ થયો, તેમ છોકરાંના મનમાં નાતાલના દિવસોમાં ઇસુના જન્મથી ખરો આનંદ ઉત્પન્ન થાય.

---